Specially for Vernacular Schools in the Gujarat Province.

A

# GEOGRAPHY OF GUJARAT

## WITH ITS MAP.

BY

K. M MUNSHI & C. M. MUNSHI.

# ગુજરાત પ્રાંતની ભૂગોળ.

( નકશા સાથે )

કર્ત્તા.

કનૈયાલાલ મોતીલાલ મુનશી,

તથા

ચીમનલાલ મોતીલાલ મુનશી,

" અમદાવાદ શહેરની ભૂગોળ " ના કર્ત્તા.



AHMEDABAD.

THE " JOLLY PRINTING WORKS. "

# શિક્ષકોને સૂચના.

—

પ્રાથમિક કેળવણીની નિશાળોના બીજા ધોરણને માટે નક્કી થયેલા ભૂગોળના વિષયને અનુસરીતે, દસક્રોઇ તાલુકાને સારૂ અમે બનાવેલી "**અમદાવાદ શહેરની ભૂગોળ**" સર્વ માન્ય થઈ પડવાથી, કેટલાક સ્નેહી અને શુભેચ્છક શિક્ષકો તથા ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેકટરની ઇચ્છા અને સલાહ મુજબ ગુજરાત પ્રાંતની પ્રાથમિક કેળવણીની શાળાઓના ત્રીજા ધોરણને સારૂ આ ભૂગોળ તૈયાર કરી છે. આ પુસ્તકને બાળ વિદ્યાર્થીઓ રસસાથે વાંચે, અને ગુજરાતની ભૂગોળનું જ્ઞાન તેમને ગોખણપટ્ટી કર્યા વિના થાય, તેવી રીતે બાબતો ગોઠવવાની કાળજી રાખી છે, તથા ગુજરાત પ્રાંતની મુસાફરી સગવડતાથી કરી આપવાને, પ્રાંતનો નકશો આ પુસ્તકમાં સામીલ કર્યો છે.

**અમદાવાદ,**
ડિસેમ્બર, સન ૧૯૦૩.

**કર્ત્તા.**

# ગુજરાત પ્રાંતની ભૂગોળ.

## દિવસ ૧ લો.

**મહેતાજી**--છોકરાઓ, તાલુકો કોને કહીએ, એ તમે આગલી ચોપડીમાં શિખી ગયા, અને આપણા તાલુકાની હકીકત પણ જાણી. હવે તમારે મુખ્ય કરીને જીલ્લાની, અને સામાન્ય રીતે પ્રાંતની, હકીકત જાણવાની છે. તાલુકાના ઉપરીનું નામ શું, **માણેકલાલ** ?

**માણેકલાલ**—સાહેબ, તાલુકાના ઉપરીને **મામલતદાર** કહેછે.

**મ૦**—હા; અને તાલુકામાં પેટા મહાલ હોય, તો તેના ઉપરી **મહાલકરી** કહેવાય છે. દેશી રાજાના તાબામાં જે રાજ્ય હોય, તે **સંસ્થાન** કહેવાય. કેટલાક તાલુકા મળીને **જીલ્લો** થાયછે. તેના ઉપરી **કલેકટર** હોયછે. કેટલાંક સંસ્થાનો મળીને, **એજન્સિ** થાયછે. તેના ઉપરીને ઘણે ભાગે **પોલિટિકલ એજંટ** કહેછે. જીલ્લા અને એજન્સિઓ મળીને, **પ્રાંત** થાય છે. આપણી સામે આ નકશો શાનો ટાંગ્યો છે, તે, તું જાણેછે કે, **કેશવલાલ** ?

**કેશવલાલ**—હા, સાહેબ એ નકશો ગુજરાતનો છે.

**મ૦**--ગુજરાત, એ આપણો પ્રાંત છે. એમ ધરાય છે કે, ગુજરાત નામ, ગુર્જરત્રા એટલે ગુર્જરે રક્ષણ કરેલી પૃથ્વિ, એ ઉપરથી પડયું હશે. હિંદુસ્થાની કોષમાં ગુર્જર શબ્દનો અર્થ જાટ—**આહીર** લખ્યો છે, તેથી એમ લાગેછે કે, **આહીર** અથવા તેમાંનો કોઇ ભાગ ગુર્જર

નામથી ઓળખાયો હશે. વળી એમ પણ કહેવાય છે કે, ગુજરાતમાં મૂળ વસ્તી, ભીલ—કોળીની હતી, અને ગરાસીઆ કહેછે, તે પ્રમાણે ભીલોમાં ગુહ અને ગુજ, એ નામ હોય છે, તો તે ઉપરથી કદાચ ગુજર, ગુજરા, અને ગુજરાત, એમ પણ થયાં હોય. બોલ, માણેકલાલ, ગુજરાતની મધ્યમાં જીલ્લો કયો છે ?

માણેકલાલ—સાહેબ, અમદાવાદ જીલ્લો છે.

મહેતાજી—તેની પૂર્વમાં કયો જીલ્લો આવ્યો ?

છોકરો—સાહેબ, ખેડા જીલ્લો આવ્યો.

મ૦—ખેડાની પૂર્વમાં કયો જીલ્લો દેખાય છે?

છો૦—સાહેબ, પંચમહાલ જીલ્લો.

મ૦—ખેડાની દક્ષિણમાં આવેલા જીલ્લાનું નામ શું, છગનલાલ ?

છગનલાલ—સાહેબ, ભરૂચ જીલ્લો.

મ૦—ભરૂચની દક્ષિણે કયો જીલ્લો છે ?

છો૦—સુરત જીલ્લો છે, સાહેબ.

મ૦—હવે એજન્સિઓ જુઓ. ગુજરાતની સૌથી ઉત્તરમાં કઇ એજન્સિ આવી ?

છો૦—સાહેબ, પાલણપુર એજન્સિ.

મ૦—એના અગ્નિ ખૂણામાં કઇ એજન્સિ છે ?

છો૦—સાહેબ, મહીકાંઠા એજન્સિ.

મ૦—ગુજરાતની પશ્ચિમમાં મોટી એજન્સિ જણાય છે, તેનું નામ શું, વિદ્યારામ ?

વિ૦—સાહેબ, એ કાઠીઆવાડ એજન્સિ છે.

મ૦—એ એજન્સિ, હવે પ્રાંત કહેવાય છે. પંચમહાલની ઉત્તરે તથા દક્ષિણે કઇ એજન્સિ છે ?

છો૦—સાહેબ, રેવાકાંઠા એજન્સિ છે.

મ૦—સુરત જીલ્લાને લગતી સુરત એજન્સિ છે.

અને ખેડા જીલ્લાના નૈઋત્ય ખૂણામાં ખંભાતનું સંસ્થાન છે ગુજરાતમાં હવે કયો મૂલક બાકી રહ્યો ?

છો૦—સાહેબ, વડોદરા રાજ્ય બાકી રહ્યું. એ મૂલક ગાયકવાડ સરકારનો કહેવાય છે. એ સંસ્થાન ગુજરાતના બધા ભાગમાં વેરાયેલું છે.

મ૦—ગુજરાતની ઉત્તરે નદી કઈ આવી?

છો૦—સાહેબ, બનાસ નદી આવી.

મ૦—પૂર્વે ડુંગરાની હાર છે. જમીન ઉપર જે મોટા ટેકરા ઘણા લાંબા હોય, તે ડુંગર કહેવાય. ગુજરાતની દક્ષિણે શું છે ?

છો૦—સાહેબ, અરબી સમુદ્ર અને મહારાષ્ટ્ર છે.

મ૦—ખારા પાણીનો નાનો ભાગ, તે સમુદ્ર કહેવાય. બોલો, પશ્ચિમે શું આવ્યું ?

છો૦—ખંભાતનો અખાત, અને કચ્છનું રણ.

મ૦—સમુદ્રનો ફાંટો લાંબો થઈને, જમીન ઉપર ગયો હોય, તે અખાત કહેવાય. જે જમીન ઉપર ઘણા ગાઉ સુધી બહુ રેતી હોય, ઝાડ ઉગે નહિ, અને પાણી મળે નહિ, તેને રણ કહે છે. એ રણ અને આબુની તળેટી, એ બેની વચ્ચે મોટું મેદાન છે. સપાટ જમીનનો મોટો ભાગ, તે મેદાન કહેવાય. આ મેદાનમાં કશો પાક થતો નથી; તોપણ બનાસ નદીના ઉત્તર કાંઠા આગળ ઉંટ અને ઘોડા સારા થાય છે. હવે બોલો, બનાસ નદી તથા રણ, એ બેની દક્ષિણે અને ખંભાતના અખાતની ઉત્તરે તથા પૂર્વે નદીઓ કઇ દેખાય છે ?

છો૦—સાહેબ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, અને તાપી વિગેરે નદીઓ છે.

મ૦—એ ભાગ રસાળ છે. તેમાં સર્વ પ્રકારનાં અનાજ, પાસ, તમાકુ, શેરડી અને ફળ વિગેરે થાય છે. આ

ભાગમાં તથા કાઠીઆવાડના પશ્ચિમ ભાગમાં કેટલાક ડુંગર અને પર્વત છે. ડુંગરના કરતાં વધારે ઉંચો ભાગ, તે પર્વત કહેવાય. સમુદ્રને લગતા કેટલાક ભાગમાં બંદરો છે. જે ગામ સમુદ્ર કે દરિયાના અથવા નદીના કિનારે હોય, અને વહાણથી અથવા આગબોટથી માલ આવતો જતો હોય, તેને બંદર કહે છે. આમાંનાં કેટલાંક બંદરમાં મીઠું પાકે છે. ગુજરાતમાં ટાઢ, તડકો અને વરસાદ, દરેક ઋતુમાં જોઇએ, તે પ્રમાણે પડે છે. પ્રાંતની અંદરના ભાગ કરતાં દરિયા કાંઠાનાં તથા ડુંગરાની નજીકનાં ગામમાં વરસાદ વધારે થાય છે.

ગુજરાતનો વેપાર ત્રણ દ્વારાએ ચાલે છે; ગાડાંમાં અથવા પોઠ ઉપર, પગ રસ્તે, આગગાડીએ અને વહાણને રસ્તે. આગગાડી થતા પહેલાં દરિયા કિનારાથી દૂરના પ્રદેશમાં વેપાર પગ રસ્તે ચાલતો. આગગાડી થવાથી ગાડાં અને પોઠનો વેપાર ઘણો કમી થયો છે. જ્યાં આગગાડી નથી, ત્યાં માલ, ગાડાંમાં અથવા પોઠ ઉપર લઇ જવામાં આવે છે. આગગાડી થવાથી હાલમાં ઘણો વેપાર, આગગાડીને રસ્તે ચાલે છે.

ગુજરાતમાં આગગાડીની ત્રણ મોટી સડક છે. એક બોમ્બે બરોડા રેલવે, બીજી રજપુતાના સ્ટેટ રેલવે, અને ત્રીજી ભાવનગર ગોંડળ રેલવે. આ લાઇનો શિવાય ડભોઇ ચાગોદ, આણંદ ખંભાત, ગોધરા રતલામ, ગોધરા બરોડા, સુરત નંદરબાર, અમદાવાદ પ્રાંતિજ, અને સાબરમતી ધોળકા વિગેરે ઘણી શાખા રેલવે ગુજરાતમાં થઇ છે.

## દિવસ ૨ જો.

મહેતાજી—બોલો, છોકરા, ગઇ કાલે શું શું શિખ્યા?

છોકરા—સાહેબ, ગુજરાતની જમીન, પાક અને હવા, તથા વેપાર ચલાવવાના રસ્તા, એ સંબંધી શિખ્યા.

મ૦—ગુજરાતમાં ઇંગ્રેજ સરકારનું રાજ્ય બંધારણ કેવું છે, તેની કાંઇક સમજણ આજે આપું. રાજ્યનો વહિવટ કરવાને જુદાં જુદાં ખાતાં સ્થાપેલાં છે.

જમીનની મહેસુલ ઉઘરાવનાર, તે **મહેસુલી** ખાતું કહેવાય છે. ગામડાની વસુલાત ઉઘરાવનાર, તે **તલાટી** છે. તેમને મદદ કરનાર **મુખી** (રેવન્યુ **પટેલ**) છે. તેમના ઉપરી, તાલુકાના **મામલતદાર** છે. તેઓ ન્યાયનું કામ પણ કરે છે. તે વખતે તેઓ **મેજીસ્ટ્રેટ** કહેવાય છે. તેમના ઉપર **આસિસ્ટન્ટ કલેકટર** અને **ડેપ્યુટિ કલેકટર** તપાસ રાખે છે. તેમના ઉપરી, તે જીલ્લાના **કલેકટર** છે. તે **મહેસુલી, પોલિસ, મ્યુનિસિપાલિટી, વૈદક** અને **જાહેર બાંધકામ**, વિગેરે ખાતાં ઉપર દેખરેખ રાખે છે. કલેકટરના ઉપરી, તે ઉત્તર વિભાગના **રેવન્યુ કમિશનર** સાહેબ છે.

લોકોના જાનમાલનું રક્ષણ કરવાને **પોલિસ** ખાતું છે. તાલુકાની **પોલિસ**ના ઉપરી **ફોજદાર** છે. તેમના ઉપર નજર **ઇન્સ્પેકટર**ની છે. એમના ઉપરી જીલ્લાના **પોલિસ સુપરિન્ટેન્ડન્ટ** છે. મોટા જીલ્લામાં સુપરિન્ટેન્ડન્ટની મદદમાં **આસિસ્ટંન્ટ સુપરિન્ટેન્ડન્ટ** હોય છે. તેમના ઉપરી ઇલાકાના **ઇન્સ્પેકટર જનરલ** છે.

લેણદેણનો નિકાલ કરવાને **દિવાની** ખાતું છે. તેમાટે કેટલાક તાલુકામાં **સબોર્ડિનેટ જડજ** તથા ક્રોઈ ક્રોઈ ઠેકાણે **સ્મોલકોઝ કોર્ટ**ના જડજ છે. તેમના ઉપરી **ડિસ્ટ્રિકટ જડજ** છે. આ જડજ **સેશન્સ જડજ** તરીકે ખૂન અને લુંટ ફાટના મોટા ગુન્હા ચૂકવે છે. તેમને મદદ કરનાર **આસિસ્ટન્ટ જડજ** તથા **જોઈન્ટ જડજ** છે. આ ન્યાયાધિકારીઓ ઈલાકાની **હાઇકોર્ટ**ના તાબા નીચે કામ કરે છે.

આપણી નિશાળો કેળવણી ખાતાને તાબે છે. નિશાળોની તપાસ રાખવા સારૂ જીલ્લામાં ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર છે. તેમની મદદમાં આસિસ્ટન્ટ હોય છે. જીલ્લાના આ અધિકારીઓના ઉપરી, ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ છે.

સરકારી મકાનો, રસ્તા, પૂલ, અને સડકો, વિગેરે બાંધવાને તથા તેમને સમરાવવાને જાહેર બાંધકામ ખાતું છે. એને માટે તાલુકામાં ઓવરસિયર હોય છે. તેમના જીલ્લાના ઉપરી એક્ઝિક્યુટિવ એન્જીનિયર હોય છે. તેમના ઉપરી, પ્રાંતના સુપરિન્ટેન્ડિંગ એન્જીનિયર છે.

માંદા લોકોની માવજત કરવાને વૈદકખાતું છે. તે માટે ઘણુંખરા તાલુકામાં હોસ્પિટલ આસિસ્ટન્ટ હોય છે. તેમના ઉપરી જીલ્લાના સિવિલ સર્જન છે. તેમના ઉપરી, ઇલાકાના સર્જન જનરલ છે.

ગામના રસ્તા સાફ રખાવવાનું, દિવાબત્તી સળગાવરાવવાનું, લોકોની સુખાકારી સંભાળવરાવવાનું અને શરૂઆતની કેળવણી અપાવવાનું, વિગેરે કામ મ્યુનિસિપાલિટી કરે છે. ૪૦૦ માણસ કરતાં વધારે વસ્તીવાળાં ગામમાં મ્યુનિસિપાલિટી હોય છે. થોડાક સરકાર તરફથી નિમાયેલા અને થોડાક લોકો તરફથી ચુંટાયેલા સભાસદો વડે એનો કારભાર ચાલે છે. આ કામને માટે મ્યુનિસિપાલિટીના સભાસદો કમિશનરો કહેવાય છે. જમીન ઉપર સરકાર જે ધારો લે છે, તે ઉપર દર રૂપિયે એક આનો વધારે લઇ, લોકલ ફંડ નામનું એક ફંડ ઉભું કરવામાં આવે છે, તેમાંથી કુવા, તળાવ, રસ્તા અને કેળવણી પાછળ ખર્ચ કરવામાં આવે છે. લોકલ ફંડનો વહિવટ લોકલ બોર્ડ નામની મંડળી કરે છે. તેમાં કેટલાક સભાસદ, લોકો ચુંટી કાઢે છે અને કેટલાક સરકાર નિમે છે. મ્યુ-

નિસિપાલિટી તથા લોકલ બોર્ડ, એ બંને ઉપર દેખરેખ કલેક્ટરની હોય છે.

આપણા કાગળો, એંગીઓ તથા પૈસા એક ગામથી બીજે ગામ પહોંચાડવાનું કામ પોસ્ટ ( ટપાલ ) ખાતું કરે છે. ત્યાં પૈસા વ્યાજે રાખે છે. દરેક મોટા ગામમાં પોસ્ટ ઓફિસ છે. તેનો વહિવટ પોસ્ટ માસ્તર કરે છે. તેમના ઉપર ઇન્સ્પેક્ટર દેખરેખ રાખે છે. ઈન્સ્પેંકટરના ઉપરી પ્રાંતના પોસ્ટલ સુપરિન્ટેન્ડન્ટ છે.

તાર મોકલવાનું કામ તાર ખાતું કરે છે. એ કામ કરનાર નોકરો તાર માસ્તર કહેવાય છે. તાર મોકલવાનું કામ કેટલેક ઠેકાણે ટપાલ ખાતા તરફથી કરવામાં આવે છે.

જંગલ ઉપર દેખરેખ રાખવાને જંગલ ખાતું છે. એ કામ ડેપ્યુટિ કોન્ઝર્વેટર કરે છે. તેમના ઉપરી કોન્ઝર્વેટર ઓફ ફોરેસ્ટ કહેવાય છે.

જમીનની માપણી સર્વે ખાતું કરે છે. એ કામ કરનાર મોજણીદાર કહેવાય છે. તેમના ઉપરી, સર્વે સુપરિન્ટેન્ડન્ટ છે.

કેફી ચીજો સરકારની પરવાનગી શિવાય વાવનાર અથવા વેચનાર ઉપર દેખરેખ રાખનારૂં આબકારી ખાતું છે. એ માટે જીલ્લાવાર આબકારી ઈન્સ્પેક્ટર છે. દરિયા માગ દેશ માં આવતી ચીજો ઉપર કસ્ટમ ખાતું નજર રાખે છે. તેને માટે કસ્ટમ ઓફિસર નિમેલા છે. મીઠાના સંબંધમાં વહિવટ કરનાર મીઠા ખાતું છે. તેને માટે ઇન્સ્પેક્ટર અને સુપરિન્ટેન્ડન્ટ છે. તેમના ઉપરી, એ ખાતાના જુદા જુદા વિભાગના આસિસ્ટન્ટ કલેકટર છે. આ બધા નોકરો મુંબાઇ ઇલાકાના મીઠા ખાતાના કલેકટરના તાબામાં છે.

ઉપર પ્રમાણેનાં ખાતાં શિવાય, ગુજરાતના તાલુકદારો ઉપર દેખરેખ રાખવાને તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર છે. તેમની ઓફિસ અમદાવાદ શહેરમાં છે.

એટલી હકીકત સારી રીતે યાદ રાખજો.

---

## દિવસ ૩ જો.

**મહેતાજી**—ગોવિંદલાલ, ગઈ કાલે કહેલી હકીકત તને યાદ છે કે ?

ગો૦—હા, સાહેબ. ગુજરાતમાં સરકારી અધિકારીઓ કોણ કોણ છે, એ આપે ગઈ કાલે સમજાવ્યું.

**મ૦**—ગુજરાતમાં સૌથી મોટું શહેર કયું તે કોઈ જાણોછો?

છો૦—હા, સાહેબ. સૌથી મોટું શહેર અમદાવાદ છે.

**મ૦**—એ શહેર ગુજરાતના મધ્ય ભાગમાં છે. એને લગતો જીલ્લો, તે અમદાવાદ. અમદાવાદ શહેર, અમદાવાદ જીલ્લાના દસક્રોઇ તાલુકામાં છે. છગનલાલ, તેં અમદાવાદ દીઠું છે, તો તેની હકીકત કહે.

**છ૦**—અમદાવાદ શહેર અહમદશાહ નામના બાદશાહે વસાવેલું હોવાથી, અહમદ+આબાદ એવા બે શબ્દો મળીને, તે પ્રથમ અહમદાબાદ કહેવાયું, અને હવે અમદાવાદ કહેવાય છે. એ શહેર સાબરમતી નદીના કિનારે છે. શહેરમાં જુમામસીદ વિગેરે કેટલીક મસીદો, શેઠ હઠીશીંગનું દેવળ, સરકારી કચેરીઓ, ભદ્ર, ત્રણ દરવાજા, સ્વામિનારાયણનું મંદિર, શાહીબાગ, દાદાહરિની વાવ, માતર ભવાનીની વાવ, કાંકરિયું તળાવ, શાહઆલમનો રોજો, અને કેટલાંક કારખાનાં જોવા લાયક છે. સાબરમતીના દૂધેશ્વરના આરે વોટર વર્કસ છે. ત્યાંથી ભોંયમાં દાટેલા નળ વડે લોકોને મીઠું પાણી પુરૂં પાડવામાં આવે છે. શહેરની પાસે કાંપ છે. ત્યાં લશ્કર રહે છે. *

**મ૦**—દસક્રોઇ તાલુકામાં વટવાના તથા પીરાણાના

---

* અમદાવાદ શહેરની વધુ વિગત માટે " અમદાવાદ શહેરની ભૂગોળ " જોવી.

રોજા જોવા લાયક છે. બોલો, અમદાવાદથી પશ્ચિમે જતાં, પહેલો તાલુકો કયો આવશે ?

છો૦—સાહેબ, સાણંદ તાલુકો.

મ૦—સાણંદ રેલવે સ્ટેશન છે. એ તાલુકામાં સરખેજનો રોજો જોવા લાયક છે. ૧૭મા સૈકામાં ત્યાંની ગળી એટલી બધી વખણાઇ હતી કે, વલંદાઓએ એ ગામમાં વખાર ઘાલી હતી. ત્યાંથી આગળ ચાલ્યા, એટલે કયો તાલુકો આવ્યો ?

છો૦—વિરમગામ તાલુકો આવ્યો, સાહેબ. હું આગગાડીમાં બેસીને, વિરમગામ ગયો છું. એ ગામની આગળ પાછળ કિલ્લો છે. ત્યાં ગંગાસર, અને મુનસર એ નામનાં બે તળાવ છે. મુનસર તળાવ સિદ્ધરાજ જેશિંગની મા મિનળદેવીએ બંધાવ્યું, એમ કહેવાય છે.

મ૦—એ તાલુકામાં પાટડી નામનો મોટો કસ્બો છે. એ કસ્બો ત્યાંના જાગીરદારના તાબામાં છે તે દેસાઇ કહેવાય છે. એ જાતે કણબી છે. વિરમગામથી આગગાડી પાટડી જાય છે, તે તમે જોઇ કે ?

છો૦—હા, સાહેબ.

મ૦—પાટડીની આસપાસ કોટ છે. અગાઉ ત્યાં ખાઇ હતી. એ ગામ ધ્રાંગધ્રાના રાજાનું પાટનગર હતું. અહીંથી થોડેક છેટે ખારાઘોડાનું સ્ટેશન છે. ત્યાં મીઠું પાકે છે. એ મીઠું વરાગડું કહેવાય છે. બીજો કસ્બો માંડળ છે. ત્યાં, અગાઉની પથ્થરની મસીદો તથા સુંદર દેવાલયનાં ખંડેર જોવામાં આવે છે. હવે અમદાવાદના ઇશાન ખૂણામાં નજર કરો.

છો૦—સાહેબ, ત્યાં આગગાડી ચાલે છે. તેમાં બેસીએ, તો પ્રાંતીજ જવાય.

મ૦—પ્રાંતિજથી કેટલેક દૂર સાબરમતી નદી વહે છે.

નજીકમાં ઘણા મેલ લાંબો, ઉંડો અને પહોળો બોખ નામનો ખાડો છે, તે એકવાર હાથમતી નદીનું તળીઉં હતું એમ માનવામાં આવે છે. પ્રાંતીજથી સાબુ અને પથરા પરદેશ ખાતે ચડે છે, પ્રાંતિજની પૂર્વમાં તેના તાબાનો મોડાસા નામનો મહાલ છે. તેની થડમાં માજુમ નદી છે. મોડા- સામાં મજબુત કિલ્લો છે. મોડાસાથી ઘોડાગાડીમાં બેસી, તળોદના સ્ટેશનની સડકે જવાય છે. ત્યાંથી અમદાવાદ પાછા આવી દક્ષિણમાં ચાલો.

છો૦—સાહેબ, આ તાલુકાનું નામ ધોળકા છે.

મ૦—આ ગામ ગુજરાતમાંનાં જુનાં શહેરમાંનું એક છે. ઇ. સ. પૂર્વે ૧૪૦૦માં પાંડવો ભટકતા, ત્યારે વિ- રાટપુરી નામની નગરી આ જગ્યાએ હતી, એમ કહે- વાય છે. પછીથી અહીં કનકસેન નામનો રાજા થયો. તે પછી ૧૧મા સૈકામાં સિદ્ધરાજની મા મિનળદેવીએ અહીં એક તળાવ બંધાવ્યું, તે મલાવ તળાવ કહેવાય છે. બીજું એવુંજ મોટું ખાન તળાવ છે. એ તળાવના પૂર્વ કિનારા ઉપર ચુનાગચીની બાંધેલી ખાન મસીદ છે. એની કારી- ગીરી સારી છે. ગુજરાતમાં અમદાવાદના દરિયાખાનના ઘુમટના જેવી ચુનાગચીની જે ઇમારતો છે, તેની આ છે. ધોળકામાં બીજી ઘણી પથ્થરની બાંધેલી મસીદો છે. ધો- ળકાની પશ્ચિમે નળ નામનું તળાવ છે. તેના કાંઠાનો ભાગ નળકંઠો કહેવાય છે. તેમાં ડાંગરનો પાક ઘણો થાય છે. એ ભાગનો વેપાર લુહાણાઓના હાથમાં છે. ધોળકામાં આંબલીનાં ઝાડ બહુ છે, અને નીચાણને લીધે તળાવ ભ- રેલાં રહે છે, તેથી હવા પાણી નઠારાં રહે છે. આ તા- લુકાની હવાના સંબંધમાં એક સાધારણ કહેવત છે કે—

ઉનાળે ઉતેલિયા, શિયાળે શહલા;
ચોમાસે જાય કાળીવેજી, તો જીવે જવલા.

એ કહેવતનો અર્થ એવો છે કે, ઉનેલિયામાં તાપ, શખામાં ટાઢ, અને કાળીવેજીમાં વરસાદ વધારે પડે છે. અહીંથી દક્ષિણમાં એક જગ્યા પવિત્ર ગણાય છે, તે તમે જાણો છો કે?

છો૦—હા, સાહેબ. એ જગ્યાનું નામ વૌઠા છે. ત્યાં સાબરમતી અને વાત્રક, એ બે નદીઓ એકઠી થાય છે, પરંતુ તેમ થતાં પહેલાં સાબરમતીને હાથમતી નદી મળે છે, અને તે પછી મેશ્વો તથા ખારી નદી એકઠી થઈને, સાબરમતીને મળે છે, અને વાત્રકને માઝુમ તથા શેઢી નદી મળે છે. એવી રીતે બધાં મળીને સાત પાણીનો સંગમ વૌઠા આગળ થાય છે. ત્યાં દરેક વર્ષે કાર્તકી પૂનમે મોટો મેળો ભરાય છે. અહીંથી દક્ષિણમાં ધંધુકા તાલુકો છે.

મ૦—ધંધુકા સુધી આગગાડી ચાલતી નથી, તેથી રાણપુરના સ્ટેશન ઉપર ઉતરવું પડે છે. રાણપુરમાં કિલ્લો છે. એ ગામ ભાદર અને ગોમા નદી ઉપર છે રાણપુરથી ઘોડાગાડીમાં બેસીને, ધંધુકે જવાય છે. ધંધુકામાં હેમચંદ્ર નામના પ્રખ્યાત જૈન ગુરૂનો જન્મ થયો. આ તાલુકાનો ઘણો ભાગ તાલુકદારોના તાબામાં છે. તેમાં મુખ્ય ગાંફ દરબાર છે. આ તાલુકામાં ધોલેરાનું બંદર છે. ત્યાં ઘણાં ઉંચાં મકાન છે. ભીમનાથ નામના મહાદેવનું દેવાલય આ તાલુકામાં છે. એ નીલકા નદી ઉપર છે. ત્યાં શ્રાવણ વદ અમાસને દિવસે મેળો ભરાય છે.

છો૦—સાહેબ, એ મહાદેવના સંબંધમાં દંતકથા એવી છે કે, પાંડવો ગુજરાતમાં આવ્યા, ત્યારે મહાદેવની પૂજા કરતા સુધી અપવાસ પાળવાનો નિયમ અર્જુને રાખેલો. પાંડવો આ જગ્યાએ આવી પહોંચ્યા, ત્યારે અર્જુનના ભાઈ ભીમને દહેશત લાગી કે, રખેને અર્જુનની તબિયત ઘણા અપવાસો લીધે બગડી જાય. તેથી તેણે ઝાડીની અંદર

લાંબા આકારનો એક પથરો ઉભો કરી, તેના ઉપર ફુલ ચઢાવ્યાં, અને અર્જુનને કહેવરાવ્યું કે, મને મહાદેવની મૂર્તિ જડી છે. અર્જુને આવીને તેની પૂજા કરી. પછી ભીમે હસીને, જણાવ્યું કે, તે ખરી મુર્તિ નહોતી. પછી પાંડવો પોતાની માની સાથે તે જગ્યાએ ગયા, અને ભીમે નિષ્કાળજીથી તે પથ્થરને માર્યો, તો તેમાંથી દૂધ ઝર્યું. આ વખતથી એ ભીમનાથ મહાદેવ તરીકે પૂજાય છે. આ દેવાલયને તાબે બાર ગામ છે. તેમના માલીક મહંત કહેવાયછે.

મ૦—ધંધુકાની દક્ષિણે ઘોઘા છે. ત્યાં જવાને આગગાડીમાં બેસી, ભાવનગર ઉતરવું પડશે. ભાવનગરથી ઘોઘા સુધી સડક છે. ઘોઘા, એ બંદર છે. ત્યાં દીવાદાંડી છે. ઘોઘાની આસપાસ કોટ છે. ઘોઘામાં મોટાં અને સુંદર ઘર તથા ઘણા જુના કુવા છે. ઉનાળામાં અહીંની હવા ઘણી સારી હોય છે. અમદાવાદ જીલ્લામાં હવે કોઇ તાલુકો બાકી રહ્યો?

છો૦—ના, સાહેબ.

મ૦—અમદાવાદ જીલ્લાની જમીન કાળી, રેતાળ અને રાતી છે. તેમાં ઘઉં, જુઆર, બાજરી, ડાંગર, જૂદી જૂદી જાતનું કઠોળ, તલ અને કપાસ થાય છે. પરગામથી ખાંડ, તેજાના, ઇમારતી લાકડાં, ધાતુ અને નાળિયેર વિગેરે અહીં આવે છે. ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, ધંધુકા તાલુકાનો પૂર્વ ભાગ, અને કાઠીઆવાડનો કેટલોક ભાગ ભાલ કહેવાય છે. તેમાં ઘઉં સારા થાય છે. આખા વર્ષમાં ફેબ્રુઆરી અને જુન, એ બે માસ સુખાકારી ભરેલા ગણાયછે. આ જીલ્લાની વસ્તી ૭૯૫, ૯૬૭ માણસની છે. તેમાંનો ૧૦ ટકા જેટલો ભાગ મુસલમાનોનો અને બાકીનો ભાગ હિંદુઓનો છે. તેમાં થોડાક પારસી, ખ્રિસ્તિ અને બીજા પણ છે. હિંદુઓમાં વાણીઆ વધારે વગવાળાછે. મુખ્ય ધંધો

ખેતી છે. ખેતી કરનાર ઘણા ભાગે ...ણી છે. ૨૦૪ તાલુકદારો મહેસુલ ઉપર ગુજરાન ચલાવે છે. કોળી લોકો, વસ્તીનો મોટો ભાગ છે. તેઓ ખેતીવાડી કે મજુરી કરેછે.

જીલ્લાનો વહિવટ કલેકટર કરેછે. તેમના તાબા નીચે આસિસ્ટન્ટ કલેકટર તથા ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટિ કલેકટર છે. અહીંના સેશન્સ અને ડિસ્ટ્રિક્ટ જડજની સત્તા ખેડા તથા પંચમહાલ જીલ્લા ઉપર પણ છે. તેમને જોઇન્ટ જડજ, આસિસ્ટન્ટ જડજ, સ્મોલકૉઝ કોર્ટના જડજ અને અમદાવાદ, વિરમગામ, ધોળકા અને ધંધુકા ખાતેના પાંચ સબોર્ડિનેટ જડજ મદદ કરેછે. અમદાવાદ શહેરને માટે ઇલાયદો સિટિ મેજીસ્ટ્રેટ છે. પોલિસ ખાતા ઉપર દેખરેખ સુપરિન્ટેન્ડન્ટની છે. તેમના હાથ નીચે આસિસ્ટન્ટ સુપરિન્ટેન્ડન્ટ અને ઇન્સ્પેકટર છે. મુખ્ય ખાતાં એ પ્રમાણે છે.

---

## દિવસ ૪ થો.

---

મહેતાજી—ગઇ કાલે કયા જીલ્લાની વાત આપણે કરી?

છોકરા—સાહેબ, અમદાવાદ જીલ્લાની.

મ૦—હવે એની પૂર્વમાં આવેલા ખેડા જીલ્લામાં જઇએ. આપણે અમદાવાદથી એ જીલ્લામાં પેસીએ, તો પહેલો તાલુકો કયો આવશે?

છો૦—સાહેબ, મહેમદાવાદ તાલુકો આવશે.

મ૦—મહેમદાવાદ, એ મહમદ બેગડા નામના બાદશાહે સ્થાપેલું ગામછે. એ વાત્રક નદીને કાંઠે છે. ખેડા જીલ્લાનું મુખ્ય શહેર ખેડા આ તાલુકામાં આવેલું છે. મહેમદાવાદ રેલવે સ્ટેશન છે. ત્યાંથી ખેડે જવાની સડક છે. રસ્તામાં મહમદ બેગડાએ બંધાવેલો એક કુવો આવે

છે. તે ભમરીઓ કૂવો કહેવાય છે. એ કૂવાની અંદર આઠ ઓરડા છે. એમ કહેવાય છે કે, ખેડા શહેર, ઇ. સ. પૂર્વે ૧૪૦૦ માં ચક્રવર્તી નગરીના નામે પ્રખ્યાત હતું, અને વલ્લભી નગરી જીતનાર શિલાદિત્ય રાજાનો જન્મ અહીં થયો હતો. ખેડેથી માતર જવાય છે, એ કોઇ જાણો છો?

છો૦—હા, સાહેબ. માતરમાં શ્રાવક લોકોનું દેવાલય છે. ત્યાં ચૈત્ર તથા કાર્તક માસમાં ઘણા લોકો એકઠા થાય છે.

મ૦—મહેમદાવાદથી આગગાડીમાં બેસી, દક્ષિણમાં જઇશું, એટલે વચમાં શેઢી નદી ઓળંગીને, નડીઆદના સ્ટેશને ઉતરીશું. નડીઆદ, એ ખેડા જીલ્લાનો એક તાલુકો છે. નડીઆદમાં અગાઉ ચારે બાજુએ કોટ હતો, અને તેની આસપાસ ખાઇ હતી. અહીં જૂના જૂના ભાગ પાડેલા છે, તે વાડા કહેવાય છે. આ ગામમાં અગાઉ ગળી થતી, અને હાલ પરગામ ખાતે તમાકુ બહુ જાય છે. અહીંની છીંકણી વખણાય છે.

છો૦—સાહેબ, નડીઆદની નજીકમાં વડતાલ નામનું ગામ છે. ત્યાં સ્વામિનારાયણનું મંદિર છે. ત્યાં મેળો ભરાય છે.

મ૦—નડીઆદથી આગળ ચાલ્યા, એટલે આણંદ તાલુકો આવ્યો. આણંદ, એ મોટું રેલવે સ્ટેશન છે. અહીંથી રેલવે સડકની બે શાખાઓ છે. મુખ્ય સડક વડોદરા તરફની છે. શાખાઓમાં એક ગોધરાની અને બીજી ખંભાતની છે. ખંભાતની રેલવે સડકે જતાં અગાસનું સ્ટેશન આવે છે. ત્યાંથી બોરસદ સુધી કાચી સડક છે. બોરસદ, એ ખેડા જીલ્લાનો એક તાલુકો છે. આણંદથી ગોધરા તરફ જતાં, આ જીલ્લાનો ઠાસરા તાલુકો આવશે. એ તાલુકામાં ઠાસરા, ઉમરેઠ અને ડાકોર, એ ત્રણ મોટા ગામ છે, તે દરેક ગામ રેલવે સ્ટેશન છે.

છો૦—સાહેબ, હું ડાકોર ગયો છું. ત્યાં રણછોડજીનું મોટું મંદિર છે. ત્યાં કાર્તક તથા આસો માસની પૂનમે ઘણા યાત્રાળુઓ દર્શન કરવા જાય છે.

મ૦—દંતકથા એવી છે કે, ઈ. સ. ૧૧૫૫ માં ડાકોરમાં રામદાસ અગર બોડાણો, એ નામનો એક માણસ થઇ ગયો. તે કૃષ્ણનો ખરો ભક્ત હોવાથી, વર્ષમાં બે વખત ડાકોરથી દ્વારકામાં આવતો. તે ઘરડો થવાથી ચાલવાને નબળો પડ્યો, તેથી તે દેવે મૂર્તિને દ્વારકાથી ડાકોર લઇ જવા દીધી. આથી દ્વારકાના ધર્મગુરૂઓ તેની પાછળ લાગ્યા, અને ડાકોર આવતામાં બોડાણાને કાપી નાંખ્યો. બોડાણાએ મૂર્તિને ડાકોર આગળના તળાવમાં નાંખી દીધી; એટલે ગુરૂઓ તળાવના કિનારે અપવાસી થઇને બેઠા. આથી બોડાણાની સ્ત્રીએ દેવની પ્રાર્થના કરી, ત્યારે મૂર્ત્તિ નિકળી, અને સ્ત્રીને ઉત્તર મળ્યો કે, મૂર્તિના જેટલું સોનું આપજે, પણ મૂર્તિ આપીશ નહિ. સોનામાં સ્ત્રીની પાસે ફક્ત નાકની વાળી હતી, તેથી તે બહુ મુંઝાઇ. પરંતુ ત્રાજવામાં એક બાજુએ મૂર્તિ અને બીજી બાજુએ વાળી મૂકી, ત્યારે વાળી વાળો કાંટો દેવ કૃપાથી નીચે બેઠો. એ સોનું ગુરૂઓને આપ્યું. ગુરૂઓએ તે લઇને, દેવ પાસેથી વચન લીધું કે, દ્વારકામાં પાછી તેની મૂર્તિ જણાશે. પછી તેઓ ગયા. ડાકોરનું ગોમતી તળાવ, ઉપર પ્રમાણે મહિમાવાળું છે.

છો૦—હવે કપડવંજ તાલુકો રહ્યો.

મ૦—ડાકોરથી કપડવંજ જવાની સડક છે. કપડવંજના વહોરાઓ પૈસાદાર છે. અહીં કાચ અને સાબુ બનેછે, અને નજીકમાં પથરા નિકળેછે. અગાઉ અહીં કાચી ધાતુ નિકળતી હશે, એમ લાગેછે. પાસે લસુંદ્રામાં ઉના અને ટાઢા પાણીના કુંડ છે. ખેડા જીલ્લામાં ત્યારે, એકં·

દર તાલુકા કેટલા થયા ?

છો૦—સાત તાલુકા થયા, સાહેબ.

મ૦—ગુજરાત પ્રાંતમાં ખેડા જીલ્લો સૌથી વધારે ફળદ્રુપ છે. ત્યાંની જમીન ઘણા ભાગે કાળી અને ગોરાટ છે. મધ્યમાં ચરોતર અથવા સારી જમીન છે. તેમાં ખેતી સારી થાયછે. મુખ્ય અનાજ બાજરી, ડાંગર, જુવાર, તુવેર, કોદરા અને ઘઉં થાયછે. તલ અને કપાસ બહુ થતાં નથી. નડીઆદ, આણંદ અને બોરસદ તાલુકામાં તમાકુ ખાસ થાયછે. પરગામથી અહીં ધાતુ, ખાંડ અને ઇમારતી લાકડું આવેછે.

ખેડા જીલ્લાની વસ્તી ૭૧૬,૩૩૨ માણસની છે. મુખ્ય ધંધો ખેતીનો છે. ખેડુતોમાં મુખ્ય ભાગે લેઉઆ પાટીદાર છે. કોળી તથા મુસલમાનો પણ ખેતી કરેછે. વહોરાઓ વેપાર કરેછે.

જીલ્લાનો વહિવટ કલેક્ટર કરેછે. તેમના હાથ નીચે આસિસ્ટન્ટ અને ડેપ્યુટિ કલેક્ટર છે. દિવાની કામને માટે આ જીલ્લો અમદાવાદની ડિસ્ટ્રિક્ટ કોર્ટની હકુમત નીચે છે. ઉમરેઠ, કપડવંજ, બોરસદ, ખેડા અને નડીઆદમાં સબોર્ડિનેટ જડજ છે. પોલિસનો વહિવટ સુપરિન્ટેન્ડન્ટ કરેછે. તેમના તાબા નીચે ઇન્સપેકટર છે.

---

## દિવસ ૫ મો.

---

મહેતાજી—કહો, કાલે આપણે કયા જીલ્લામાં ફર્યા?

છોકરા—સાહેબ, ખેડા જીલ્લામાં ફર્યા.

મ૦—ખેડા જીલ્લાની પૂર્વમાં કયો જીલ્લો આવ્યો, રામશંકર ?

રા૦—સાહેબ, પંચમહાલ જીલ્લો આવ્યો.

મ૦—ખેડા જીલ્લામાંથી પંચમહાલ જીલ્લામાં જતાં મહી નદી આવશે. શંભુપ્રસાદ, ત્યાં આગળ પંચમહાલ જીલ્લાનો કયો તાલુકો આવ્યો ?

શં૦—સાહેબ, ગોધરા તાલુકો આવ્યો.

મ૦—ગોધરા, એ પંચમહાલ જીલ્લાનું મુખ્ય શહેર છે. 'ગો દ્રહાક' એટલે 'ગયનું તળાવ' એવા નામપરથી ગોધરાનું નામ પડ્યું છે, એમ કહેવાયછે. ગોધરામાં વિશેષ વસતી મુસલમાન ઘાંચીની છે. મહી નદી છોડયા પછી ગોધરે આવતાં, રસ્તામાં ટુવા નામનું ગામ છે. ત્યાં ઉના પાણીના કુંડ છે. ગોધરાના ઇશાન ખૂણામાં ઝાલોદ તમે જોયું કે ?

છો૦—હા, સાહેબ.

મ૦—ઝાલોદ, એ ગોધરાની પૂર્વમાં આવેલા દોહદ તાલુકાનો પેટા મહાલ છે. દોહદનો અપભ્રંશ દાહોદ છે. દોહદ આગળ ગુજરાત અને માળવા, એ બે પ્રાંતની હદ આવેલી હોવાથી, એ ગામનું નામ એવું પડ્યું છે. એમ કહેવાય છે કે, અસલના વખતમાં દધીચી નામના ઋષિ અહીં થઇ ગયા. તેમના માનમાં દધીમતિ નામની નદી હતી, ત્યાં દુધેશ્વર મહાદેવનું દેવાલય હતું, અને શહેરને દધીપુર કહેતા. હાલમાં દધીમતિ નદી નાના આકારમાં વહે છે. તેના આસપાસના ઘાટ ઉપરથી તે જુના વખતની હોય એમ લાગે છે. તેને કાંઠે દુધેશ્વર મહાદેવના દેવાલયનું ખંડેર છે. દોહદમાં કિલ્લો છે. એ સુલતાન અહમદશાહનો બનાવેલો છે. ત્યાં હાલ મામલતદારની કચેરી બેસે છે. ઔરંગઝેબ બાદશાહનો જન્મ ઇ. સ. ૧૬૧૭-૧૮ માં અહીં થયો. દોહદમાં બાંધેલું તળાવ છે. એ ગામમાં લાખ પેદા થાય છે. તેની ચુડીઓ બનાવવામાં આવે છે, તે રજપૂતો અને પરેબાઓ પહેરે છે.

ગોધરાની દક્ષિણે કયો તાલુકો આવ્યો ?

છો૦—સાહેબ, કાલોલ તાલુકો આવ્યો.

મ૦—કાલોલના તાબાનો, તેની દક્ષિણે હાલોલ નામનો પેટા મહાલ છે. હાલોલની પાસે અગાઉ ચાંપાનેર નામનું મોટું શહેર હતું. હાલ તેનાં ખંડેર છે. વનરાજ ચાવડાના વખતમાં ચાંપા નામના વાણીઆએ એ શહેર વસાવ્યું. ચાંપાનેરની પાસે સુખડના ઝાડનું એક એવડું મોટું જંગલ હતું કે, તેનાં લાકડાં લોકો ઇમારતના કામમાં વાપરતા. સુલતાન મહમૂદશાહની આજ્ઞાથી ખોરાસાન દેશના એક પુરૂષે એક સુન્દર બાગ બનાવી, તેમાં ફુઆરા તથા વિચિત્ર જળ પ્રવાહ રચ્યા. એના કરતાં પણ એક સારો બાગ હાલુર નામના એક ગુજરાતી સુથારે બનાવ્યો, તે જગ્યા હાલોલ નામથી ઓળખાય છે. તેની નજીક પાવાગઢ નામનો પર્વત છે. તે જમીનથી ૨૫૦૦ ફીટ ઉંચો છે. ત્યાં કાળકા માતાનું મંદિર છે.

છો૦—સાહેબ, એ પાવાગઢ વિષે કાંઇ દંતકથા કહેશો?

મ૦—એમ કહેવાય છે કે, પાવાગઢનું અસલ 'પાવક ગઢ' એટલે 'દેવતાની ટેકરી' એવું નામ હતું. દંતકથા એમ ચાલે છે કે, હાલ જ્યાં પાવાગઢ છે, ત્યાં આગળ અગાઉ એક ખીણ હતી. તેની નજીકમાં વિશ્વામિત્ર ઋષિ રહેતા. તેમની પાસે કામદૂધા ગાય હતી. તે બોલતી, અને પુષ્કળ દૂધ આપતી. તે ગાય ત્યાં ચરતાં ચરતાં, ખીણમાં પડી ગઇ, અને ખીણમાંથી ચઢીને, બહાર અવાયું નહિ, તેથી ખીણને દૂધવતી ભરી દઇ, તરીને ઘેર ગઇ. વિશ્વમિત્રે આ હકીકત જાણી, ત્યારે ખીણને પૂરી દેવાની ઇશ્વર પ્રાર્થના કરી. તે ઉપરથી ઇશ્વરે એટલી બધી માટી મોકલી કે, તેમાંના પોણા ભાગથી તે ખીણ ભરાઇ, અને બાકીનો પા ભાગ જમીન ઉપર રહ્યો. તે પાવાગઢ ક-

હેવાયો. ત્યારે બોલો, પંચમહાલમાં તાલુકા ક્યા ક્યા આવ્યા?

છો૦—ગોધરા, દોહદ અને કાલોલ, સાહેબ.

મ૦—પહેલાં ગોધરા, ઝાલોદ, દોહદ, કાલોલ અને હાલોલ, એ પ્રમાણે પાંચ તાલુકા હતા, તેથી એ જીલ્લાનું નામ પંચમહાલ પડ્યું; પરંતુ હવે તે પાંચ તાલુકાના ત્રણ તાલુકા કર્યા છે, તે તમે જોઇ ગયા. પંચમહાલ જીલ્લો જંગલવાળો છે. ત્યાંની જમીન ગોરાડુ છે. પશ્ચિમ તરફનો ભાગ સપાટ છે, અને ઉત્તરે ટેકરા છે. આ જીલ્લામાં મકાઇ બહુ થાય છે, અને લોકો ઘણા ભાગે એ ખાય છે. એ શિવાય બાજરી, ડાંગર, બાવટો, કોદરા, ઘઉં, ચણા, તલ, તુવેર, દિવેલી, મહુડાં અને ઇમારતી લાકડું થાય છે. પરગામથી તમાકુ અને મીઠું અહીં આવે છે. આ જીલ્લામાં સાપ બહુ નિકળે છે.

આ જીલ્લામાં વસ્તી ૨૬૧,૦૨૦ માણસની છે. મુખ્ય વસ્તી ભીલ અને કોળીની છે. મુખ્ય ધંધો ખેતીનો છે. નાયકડાની એક જંગલી જાત છે, તેનું જોર પશ્ચિમ મહાલના દક્ષિણ તથા પૂર્વ તરફના જંગલવાળા ભાગમાં છે. વેપાર, વાણીઆ અને વહોરાઓના હાથમાં છે.

આ જીલ્લો કલેકટરને તાબે છે. કલેકટરના હાથ નીચે આસિસ્ટન્ટ અને ડેપ્યુટિ કલેકટર છે. દિવાની કામના સંબંધમાં હકુમત અમદાવાદની ડિસ્ટ્રીકટ કોર્ટની છે. ગોધરા અને દોહદમાં સબોર્ડિનેટ જડજની કોર્ટ છે. પોલિસ ખાતાના ઉપરી સુપરિન્ટેન્ડન્ટ છે. તેમના હાથ નીચે ઈન્સ્પેકટર છે. જંગલખાતું ડેપ્યુટિ કોન્ઝર્વેટરના તાબામાં છે. તેમના હાથ નીચે એક મદદનીશ છે.

———:(૦):———

## દિવસ ૬ ઠ્ઠો.

મહેતાજી—બોલો, અત્યાર સુધીમાં આપણે કયા કયા જીલ્લા જોયા?

છોકરા—અમદાવાદ, ખેડા અને પંચમહાલ જીલ્લા જોયા, સાહેબ.

મ૦—હવે ખેડાની દક્ષિણે ચાલો. વચમાં વડોદરા આવે છે, તે આપણે પછીથી જોવાનું છે, માટે ભરૂચ શહેરમાં જઇને, એ જીલ્લામાં ફરીએ. ભરૂચ શહેરને લગતો ભરૂચ તાલુકો છે ભરૂચ એ રેલવે સ્ટેશન છે. એ શહેર નર્મદા નદીને ઉત્તર કાંઠે છે.

છો૦—સાહેબ, એ નદી બહુ પવિત્ર મનાય છે. એમ કહેવાય છે કે, એ નદી રૂદ્ર અગર મહાદેવમાંથી નિકળી, તેથી તેને રૂદ્રદેહી કે શંકરી કહે છે.

મ૦—ભરૂચ શહેરની લંબાઈ વધારે અને પહોળાઇ થોડી છે, તેથી તેનો આકાર જીભના જેવો છે. એમ કહેવાય છે કે આ શહેર ભૃગુઋષિએ સ્થાપ્યું, તેથી તેનું ખરૂં નામ ભૃગુપુર છે. એ, શહેર તથા બંદર છે. અહીંથી ગુજરાતમાં રૂ ઘણું જાય છે. અહીં રૂ કાંતવાની તથા વણવાની ત્રણ કે ટલીક મિલ્લ છે. આ શહેરમાં અગાઉ કોટ હતો. તેનો નદી તરફનો ભાગ કાયમ છે અને બાકીનો કોટ ભાગી નાંખ્યો છે. શહેરમાં કલેકટરની કચેરી, દિવાની કોર્ટ, વલંદાની હવેલી, જેલ, સિવિલ હોસ્પિટલ, મ્યુનિસિપલ ઓફિસ, લાયબ્રેરી અને ઇંગ્રેજી તથા ગુજરાતી નિશાળો છે. એ સિવાય ભૃગુઋષિની ચાડી, બેગમવાડી, કીલ્લોરબાગ, મોહનબાગ, લેડી ગાર્ડન, મુસાફરી બંગલો, કતોપોર બજાર અને કસ્ટમ્સ હાઉસ જોવા લાયક છે. મુસલમાનોની મસીદોમાં જુમામસીદ, વહોરાઓની મસીદ અને પીર

છતરનો રોજો છે. હિંદુ મંદિરોમાં મુખ્ય અંબાજી માતાનું, બહુચરાજી માતાનું, સિંધવાઇ માતાનું, અને ભટુકનાથનું છે. ભરૂચની નજીક પૂર્વમાં હિંદુઓનું પવિત્ર ગણાતું કયું ગામ છે?

છો૦—સાહેબ, એ ગામનું નામ શુકલતીર્થ છે.

મ૦—ત્યાં મોટો મેળો ભરાય છે એની નજીકમાં નદીને સામે કાંઠે પ્રખ્યાત કબીર વડ છે.

છો૦—સાહેબ, એ વડ એટલો બધો મોટો છે કે, તેની નીચે સાત હજાર માણસ સમાઇ શકે, એમ છે. એમ કહેવાય છે કે, જે વખતે કબીર ઉત્તરમાંથી દક્ષિણમાં મુસાફરી કરતા હતા, તે વખતે દાતણ કરતાં, અહીં ચીરી નાંખેલી, તે ઉપર આ વડ થયો છે. ત્યાં કબીરની મૂર્તિ છે.

મ૦—નર્મદા નદીના ઉત્તર કિનારે ભાડભુત નામનું ગામ છે. ત્યાં ભારેશ્વર મહાદેવનો મેળો દરવર્ષે ભાદરવા માસમાં ભરાય છે. આ તાલુકામાં પરીઅજ નામનું ગામ છે, ત્યાં મુસલમાનોનો મેળો ભરાય છે. હવે ભરૂચના વાયવ્ય ખૂણા તરફ વળો. બોલો, પહેલો તાલુકો કયો આવ્યો?

છો૦—સાહેબ, વાગરા તાલુકો.

મ૦—આ તાલુકામાં ગંધાર નામનું ગામ છે. તે અસલના વારામાં મોટું શહેર હતું, એમ આગલા ઇતિહાસ ઉપરથી જણાય છે. આ તાલુકામાં લખીગામ અને લુહારા નામનાં ગામ છે. તે હિંદુઓનાં જાત્રાનાં ધામ છે. વાગરાની ઉત્તરે કયો તાલુકો છે?

છો૦—સાહેબ, આમોદ તાલુકો.

મ૦—આમોદમાં ઠાકોર રહે છે. આમોદની આગળ પાછળ અગાઉ કોટ હતો, તે હાલ નાશ પામ્યો છે. આમોદમાં ચપ્પુ અને અસ્ત્રા બને છે. આમોદની પાસે કેરવાડા ગામ છે, ત્યાં ઠાકોર છે. આમોદ તાલુકાની ઉત્તરે ઢાઢર નદી વહે છે. એ નદી ઓળંગીને, આગળ ચાલ્યા,

એટલે જંબુસર તાલુકો આવ્યો.

છો૦--સાહેબ, જંબુસર ગામની ઉત્તરે મોટું તળાવ છે. અગાઉ આ ગામની આસપાસ કોટ હતો. હાલ તેનો નાશ થયોછે. ગામની અંદર મજબૂત કિલ્લો છે, તેમાં સરકારી કચેરીઓ બેસેછે. ગામની ઉત્તરે આચારજીની બેઠક છે. જંબુસરની પાસે ગંજાલશાહમાં મુસલમાનોનો મેળો ભરાય છે. આ તાલુકામાં દેવજગન, ગંગવા અને કાવવા, એ હિંદુઓનાં જાત્રાનાં સ્થળ છે. શ્રાવકોની જાત્રાની જગ્યા કાવી છે. આ તાલુકામાં ટંકારીઆનું બંદર છે

મ૦--હવે ભરૂચની દક્ષિણે રહેલો તાલુકો જોઈએ. એ તાલુકાનું નામ શું ?

છો૦--સાહેબ, એ અંકલેશ્વર તાલુકો છે.

મ૦--અંકલેશ્વર, એ રેલવે સ્ટેશન છે. અંકલેશ્વર અને ભરૂચની વચ્ચે નર્મદા નદીનો મોટો પૂલછે. તેના જેવો મોટો પૂલ આખા ગુજરાતમાં નથી. અંકલેશ્વર તાલુકામાં ગુમાનદેવ તથા દેવકી ઉનાઇ, એ જાત્રાનાં ધામ છે. અંકલેશ્વરનો મુખ્ય વેપાર રૂનો છે. રાજપીપળાનાં જંગલમાંથી આણેલાં ભારોટીયાં તથા વાંસનો વેપાર પણ અહીં ચાલે છે. સન ૧૮૫૫ ની સાલમાં અહીં કાગળ બનતા. આ તાલુકામાં પોરપાનડી આગળ મુસલમાનોનો મેળો ભરાયછે. આ તાલુકામાં હાંસોટનો પેટા મહાલ છે. હાંસોટમાં ૧૬ મા સૈકામાં એક મોટો બાગ હતો. બોલો ત્યારે, ભરૂચ જીલ્લામાં તાલુકા કયા કયા આવ્યા ?

છો૦--ભરૂચ, વાગરા, આમોદ, જંબુસર, અને અંકલેશ્વર, એ પ્રમાણે પાંચ તાલુકા આવ્યા, સાહેબ.

મ૦--આ જીલ્લાની દક્ષિણ તરફના ભાગમાં મોરની અવાર વધારે થતી હોવાથી તે ભાગની જમીન, મોરપાણાને નામે ઓળખાય છે. નર્મદા નદીની નજીકના ભાગમાં

કાંપ બહુ હોવાથી તે જમીન ભાઠાને નામે ઓળખાય છે. તેમાં તમાકુ થાય છે. એ પ્રમાણે ગોરાડુ જમીન છે. કાળી જમીનમાં એક કાનમની છે. તેમાં કપાસ વધારે થાય છે. બીજી જમીન બારાને નામે ઓળખાય છે. તેમાં થોડાક ઘઉં થાયછે. બધી જમીનમાં મળી, મુખ્ય પાક કપાસ, જુઆર, તલ, તુવેર, ઘઉં, ડાંગર, બાજરી, કઠોળ અને તમાકુ છે. પરગામથી અહીં સોપારી, કોળાં, વાંસ, લોઢું, દોરડાં, નાળિયેર અને પથ્થર આવેછે. કાઠીઆવાડના મુસાફરો આ જીલ્લામાં દરિયા માર્ગે આવી શકેછે. આ જીલ્લાની હવા સુખાકારી ભરેલી ગણાય છે. અહીં ટાઢ વધારે પડે છે.

ભરૂચ જીલ્લામાં ૨૫૧,૭૬૩ માણસો વસે છે. મુખ્ય ધંધો ખેતી છે. ખેડુતો પાટીદાર છે. એ ઉપરાંત ગરાસીઆ, કાછીઆ અને કોળી પણ ખેતી કરેછે. મુસલમાન ખેડુતોમાં વહોરા છે. એ શિવાય ભીલ અને તલાવિયાની જાતછે, તે મજુરી કરેછે. વેપારી વર્ગમાં મુખ્ય વાણીઆ અને પારસી છે.

આ જીલ્લાના ઉપરી કલેકટર છે. તેમને તાબે વિભાગી અમલદારો છે. દિવાની કામને માટે ફુલપાવર આસિસ્ટન્ટ જડજ છે. તેમની મદદમાં દરેક તાલુકામાં એકેક સબોર્ડિનેટ જડજ છે. પોલિસખાતું સુપરિન્ટેન્ડન્ટના તાબામાં છે. તેમના હાથ નીચે ઇન્સ્પેકટર છે.

---

## દિવસ ૭ મો.

---

મહેતાજી—કીમ નદી સુધી ભરૂચ જીલ્લો આવી ગયો. હવે અહીંથી દક્ષિણમાં કયો જીલ્લો શરૂ થયો, તે કહો.

છોકરો—સાહેબ, એ સુરત જીલ્લો છે.

મ૦—સુરત જીલ્લાનું મુખ્ય શહેર સુરત છે. એને સ-

ગતા તાલુકાનું નામ ચોર્યાશી છે. સુરત શહેર, તાપી નદીના કિનારે છે. તેની મધ્યમાં મોટો કોટ છે. ઇંદ્રવદન, સુરત શહેરના વિભાગનાં નામ તને આવડે છે કે?

ઇં૦—હા, સાહેબ. સુરત શહેરમાં રાણી તળાવ, વાડી ફળીઆ, નાસ્તીપરા, રામપરા, રઘુનાથપરા, મહીધરપરા, હેદરપરા, બેગમપરા, સૈયદપરા, હરીપરા, નવાપરા, ઇંદરપરા, સલાબતપરા, ગોપીપરા, રૂસ્તમપરા, સગરામપરા, નાનપરા અને શાહપુર એ પ્રમાણે વિભાગ છે.

મ૦—સુરત શહેરમાં મુખ્ય બજાર ક્યાં છે?

ઇં૦—ચોક બજાર, માછલીપીઠ, કણપીઠ, કેળાપીઠ, નાણાવટ અને બુરાનપુરી ભાગોળ, એ પ્રમાણે મુખ્ય બજાર છે, સાહેબ.

મ૦—સુરત શહેરની પશ્ચિમે તાપી નદી ઉપરનો હોપ પૂલ જોવા લાયક છે. તેના ઉપર થઇને, રાંદેર અને બીજાં ગામમાં જવાય છે. હરદેવરામ, સુરત શહેરની સ્થાપના વિષે તું, શું જાણે છે?

હ૦—સાહેબ, મેં એમ સાંભળ્યું છે કે, હાલનું સુરત ૧૫ મા સૈકાની આખરમાં સ્થપાયું. ગોપી નામનો એક હિંદુ ત્યાં આવી રહ્યો. તે પોતાની સાથે બીજા વેપારીઓને રહેવા લાવ્યો તેની સ્ત્રીનું નામ સુરતા હતું અને તે ઉપરથી શહેરનું નામ સુરત પડ્યું. આ ગોપી ઉપરથી ગોપીપરાનું નામ પડ્યું. ગોપીની સ્ત્રીને રાણી તરીકે ઓળખવામાં આવી. તે ઉપરથી રાણી તળાવ નામ પડયું.

મ૦—સુરત, એ બંદર કહેવાય છે. એ રેલવે સ્ટેશન છે. સ્ટેશનથી શહેરમાં પેસતાં, થોડેક છેટે એક બાજુ ઉપર ટાવર નામે ઓળખીતું મોટું ઘડીઆળ અને બીજી બાજુ ઉપર પારેખ ડિસ્પેન્સરી છે. સુરતમાં ૩ કાંતવાના સંચા છે, કીનખાબ વણાય છે, અને કાગળ બને છે. અહીંથી તૈયાર થયેલો રેશમી સુતરાઉ અને ગર્ભસુતરાઉ માલ

અરબસ્થાન, તુર્કસ્થાન, સિયામ અને બ્રહ્મદેશ ખાતે જાય છે. સુરતની બરફી વખણાય છે. આ શહેરમાં પારેખ હુન્નરશાળા છે, ત્યાં લાકડાનું કોતર કામ સારૂં થાય છે. એ શિવાય શહેરની અંદર હાઇ સ્કૂલ અને મિશન સ્કૂલ વિગેરે ઇંગ્રેજી તથા કેટલીક ગુજરાતી નિશાળો, કન્યાશાળાઓ, સિવિલ હોસ્પિટલ, મ્યુનિસિપલ હોલ, કિલ્લો, ગોપી તળાવ, રાણીનો બાગ, જુમા મસીદ, વહોરવાડની મસીદ, દરિયા મહેલ, નગીનની વાડી અને શહેરની બહાર મીનાસની વાડી, તથા અશ્વનીકુમાર જોવા લાયક છે. એ ઉપરાંત કસ્ટમ્સ હાઉસ, હિંદુઓનાં કેટલાંક મંદિરો, શ્રાવકોના અપાસરા તથા ઇંગ્રેજોની, વલંદાઓની અને ફ્રેન્ચ લોકોની કોઠીનાં મકાન જોવા લાયક છે. સુરતમાં એક બાળાશ્રમ છે. ત્યાં નિરાધાર ગરીબ છોકરાંને ઉછેરીને, કેળવવામાં આવે છે. કિલ્લાની અંદર ફોજદારી કચેરીઓ બેસે છે. આ શહેર અગાઉ ઘણી સારી સ્થિતિમાં હતું, પરંતુ ત્યાં વારંવાર આગ લાગવાથી તથા રેલ આવવાથી હાલ તેની હાલત, નબળી થયેલી છે. છેલ્લામાં છેલ્લી ભારે આગ ૧૮૮૯ ની સાલમાં થઇ.

છો૦—સાહેબ, હોપ પૂલ ઉપર થઇને રાંદેર ચાલો.

મ૦—સુરત અને રાંદેરની વચ્ચે છેટું બે મૈલનું છે. રાંદેરથી પરદેશ ખાતે રૂ બહુ જાય છે. આ કસબો ઘણા જુના વખતનો છે. એમ કહેવાય છે કે, રાંદેર એ પહેલાં મોટું શહેર હતું, અને ત્યાં જૈન લોકો રાજ્ય કરતા. જૈનોને આરબોએ મારી હઠાવી, એ શહેર પડાવી લીધું, અને તેમનાં મંદિર હતાં, તેમની મસીદો કરી. રાંદેરની મસીદ, આ હકીકતનો પુરાવો આપે છે. એ મસીદના થાંભલા, જૈન કારીગીરીનાં હોય, એમ લાગે છે. આફ્રિકા ખાતે વેપાર કરનારા મોટા વહોરા વેપારીઓ અહીં છે. અહીંથી ઉત્તરમાં ઓરપાડ તાલુકો આવ્યો. સુરતની પૂર્વમાં કમો

તાલુકો આવ્યો ?

છો૦—સાહેબ, માંડવી તાલુકો આવ્યો.

મ૦—માંડવીની હવા તાવવાળી છે. આ તાલુકામાં બહુધાનમાં બાર બાર વર્ષે મોટી જાત્રા ભરાય છે. અહીંથી દક્ષિણમાં બારડોલી તાલુકો છે. સુરતની દક્ષિણમાં જલાલપુર તાલુકો છે. જલાલપુરની દક્ષિણે કયો તાલુકો છે ?

છો૦—સાહેબ, વલસાડ તાલુકો છે

મ૦—વલસાડના વાયવ્ય ખૂણામાં ગણદેવીની ખાડી છે. એનું બીજું નામ અંબિકા નદી છે. વલસાડ તાલુકો દરિયા કાંઠેછે. આ તાલુકાના પશ્ચિમ ભાગની હવા હમેશાં સુખાકારી ભરેલી છે. આ તાલુકામાં તિથલ નામનું એક ગામ છે, ત્યાંનાં હવા પાણી વખણાય છે. ત્યાં ગૃહસ્થ લોકોએ બાંધેલા બંગલા છે. ત્યાંની હવા ખાવા ઉનાળામાં પરગામથી ઘણા લોકો આવેછે. વલસાડ, એ ઔરંગા નદી ઉપર આવેલું બંદર છે. વલસાડનું રેલવે સ્ટેશન છે. વલસાડની પાસે પારનેરાની ટેકરી છે. અગાઉ ત્યાં કિલ્લો હતો. ત્યાં લશ્કર રહેતું. આ તાલુકામાં ધરાસણામાં મીઠું પાકેછે. ત્યાં મીઠા ખાતાના નોકરો રહેછે. પૂર્વમાં ચીખલી તાલુકો છે. એની નજીક ઉનાઇમાં ઉના પાણીનો કુંડ છે.

છો૦—સાહેબ, ત્યાં દર વર્ષે ચૈત્ર માસની પૂનમે મેળો ભરાય છે.

મ૦—સુરત જીલ્લાની સૌથી દક્ષિણે પારડી તાલુકો છે. આ તાલુકાની દક્ષિણે આવેલી દમણગંગા નદી આગળ ગુજરાત પ્રાંતની દક્ષિણ તરફની હદ પૂરી થાય છે. આ તાલુકાની હવા ખરાબ ગણાય છે. આ તાલુકામાં કુંતેશ્વર મહાદેવની જાત્રા દર વર્ષે ભરાય છે. પારડી, એ રેલવે સ્ટેશન છે. તેની દક્ષિણે ઉદવાડાનું સ્ટેશન છે. ઉદવાડામાં પારસીઓનું દેવળ છે. ત્યાં ઘણા પારસીઓ જાત્રા કરવાને જાય છે. બોલો ત્યારે, સુરત જીલ્લામાં કયા કયા

તાલુકા આવ્યા?

છો૦—ચોર્યાશી, માંડવી, બારડોલી, ઓલપાડ, જલાલપુર, વલસાડ, ચીખલી અને પારડી, સાહેબ.

મ૦—સુરત જીલ્લાની જમીન કાળી, ગોરાડુ અને બેસર (થોડી કાળી અને થોડી રાતી) છે. મુખ્ય પેદાશ જુઆર, કપાસ અને ડાંગર છે. દક્ષિણ ભાગમાં નાગલી અને કોદરા થાય છે. ઘણા ભાગમાં શેરડી થાય છે. પરગામથી આ જીલ્લામાં સુતર અને રેશમ આવે છે. અહીંથી બહાર ગામ ખાતે ઇમારતી લાકડાં બહુ જાય છે. જીલ્લામાં ટાઢ અને તડકો, એ સરખાં પડે છે. પારડી અને માંડવીની હવા ખરાબ ગણાય છે. માંડવીની અંદર માલધા અને લીમધાનું પાણી તેલ વાળું છે, એમ કહેવાય છે. તેના કરતાં વળી દેવગઢની હવા ખરાબ છે. એ વિષે એક એવી કહેવત છે કે,

"માલધા લીમધા, મોતીફળ, નહિ મરે તો દેવગઢ ચાલ;
દેવગઢ કહે હું લીલો કરૂં, નહિ મરે તો હું શું કરૂં"

સુરત જીલ્લામાં ૬૩૭, ૦૧૭ માણસો વસે છે. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. ખેતી કરનાર વર્ગમાં મુખ્ય અનાવળા બ્રાહ્મણ, કણબી અને કોળી છે. સુરતના ખેડુતોમાં રજપૂતો, વહોરા અને થોડાક પારસીઓ પણ જણાય છે. હિંદુ વર્ગમાં ત્રીજો ભાગ કાળી પરજનો છે. તેમનો એક ભાગ દુબળાના નામથી ઓળખાય છે. કારીગરોમાં મુખ્ય ઘાંચી, ગોલા, ખત્રી અને કુંભાર છે. વેપારીઓમાં મુખ્ય વાણીઆ છે. જીલ્લાની વસ્તીમાં મુસલમાનો ૮।। ટકા જેટલા છે. સુરત શહેર અને વલસાડ ગામમાં પારસીઓની વસ્તી વધારે છે. આ જીલ્લાના લોકોમાં દારૂ તથા તાડી પીવાનો ચાલ ઘણો છે.

જીલ્લાના ઉપરી કલેકટર છે. સુરત શહેરને માટે એક ઇલાયદો સિટિ મેજીસ્ટ્રેટ છે. આ જીલ્લામાં સેશન્સ

અને ડિસ્ટ્રિક્ટ જડજ છે. તેમની મદદમાં સ્મોલ કૅાઝ કોર્ટના જડજ અને ઓરપાડ, સુરત તથા વલસાડમાં મળી ચાર સબોર્ડિનેટ જડજ છે. પોલિસ ખાતું સુપરિન્ટેન્ડન્ટને તાબે છે. જંગલનો વહિવટ ડેપ્યુટિ કૅાન્ઝર્વેટર કરે છે. તેમની મદદમાં મદદનીશ છે.

---

## દિવસ ૮ મો.

---

મહેતાજી—ગુજરાતના બધા જીલ્લા આપણે જોઇ વળ્યા. હવે એજન્સિઓની મુલાકાત લઇએ. બોલો, ગુજરાતની સૌથી ઉત્તરમાં કઇ એજન્સિ આવી?

છોકરા—સાહેબ, પાલણપુર એજન્સિ આવી.

મ૦—પાલણપુર એજન્સિમાં પાલણપુરનું સંસ્થાન છે. એજન્સિનું મુખ્ય શહેર પાલણપુર છે. ત્યાં એજન્સિના ઉપરી પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટનું મુખ્ય મથક છે. ત્યાં રેલવે સ્ટેશન છે એ શહેર પાલણસી ચોહાણે વસાવેલું હોવાથી તેનું એવું નામ પડ્યું છે. પાલણપુર સંસ્થાનના રાજ્યકર્તાને દિવાન કહે છે. પાલણપુરની પૂર્વમાં કયું સ્ટેશન આવ્યું?

છો૦—સાહેબ, ડીસાનું સ્ટેશન આવ્યું.

મ૦—ડીસા ગામ પાલણપુરને તાબે છે. ડીસાની પાસે કાંપ છે. ત્યાં ઇંગ્રેજ સરકારનું લશ્કર રહે છે. ડીસાથી રાધનપુર સુધી બનાસ નદી વહે છે. એ નદીનું પાણી ખારૂં છે. ડીસાના નૈઋત્ય ખૂણામાં કાંકરેજ સંસ્થાન છે, ત્યાંના બળદ વખણાય છે.

છો૦—સાહેબ, કાંકરેજના વાયવ્ય ખૂણામાં થરાદ સંસ્થાન છે. થરાદની પશ્ચિમમાં વાવ સંસ્થાન છે. વાવની દક્ષિણમાં સુઇગામ, તેની દક્ષિણે મોરવાડા અને તેની દક્ષિણે વારાઇ છે. વાવ, સુઇગામ, મોરવાડા અને વારાઇ, એ રણને કાંઠે છે.

મ૦—વારાઈની પશ્ચિમે સાંતલપુર સંસ્થાન છે. એ સંસ્થાનની આસપાસ રણ છે.

છો૦—સાહેબ, વારાઈની દક્ષિણે સરસ્વતી નદી આગળ પંચાસર ગામ છે.

મ૦—એ ગામ, આગળ મોટું શહેર હતું. તે સાતમા સૈકામાં ચાવડા વંશના જયશિખર રાજાની રાજ્યધાની હતું. આ એજન્સિની મધ્યમાં બનાસ નદીની પશ્ચિમે ભાભર, તેરવાડા અને દેવદર સંસ્થાન છે. તેમની દક્ષિણે રાધનપુર છે. રાધનપુર સંસ્થાનના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. તે બાબી પઠાણ છે અને તે અમદાવાદના છેલ્લા સુબા જવાન મર્દખાનના વંશના છે. એ સંસ્થાનમાંથી મકાન બાંધવાના પથ્થર નિકળે છે. રાધનપુર શહેરને ફરતો કોટ છે.

છો૦—સાહેબ, આ એજન્સિની જમીન, પાક અને હવા કેવાં છે, અને ત્યાંનો રાજ્યવહિવટ કેવો છે?

મ૦—પાલણપુર એજન્સિની જમીન કાળેતર, ગોરાડુ અને રેતાળ છે. આ જમીન સપાટ છે, અને તેમાં ડુંગરા બિલકુલ નથી તેમાં મુખ્ય કરીને ઘઉં, ડાંગર, જુઆર, બાજરી, કપાસ, ચણા, સરસવ અને મગ થાય છે. બહાર ગામથી અહીં મેવો, મશાલો, તમાકુ અને ખાંડ આવે છે. અહીં ટાઢ બહુ પડતી નથી પણ તાપ ઘણો પડે છે, અને ચોમાસામાં હવા અસુખાકારી ભરેલી રહે છે.

પાલણપુર એજન્સિમાં ૪૬૭૨૭૧ માણસની વસ્તી છે. તેમાં પાલણપુર, રાધનપુર, વારાઈ અને તેરવાડા, એ મુસલમાની સંસ્થાન છે; થરાદ, મોરવાડા, વાવ, સુઈગામ, દેવદર, ચારચટ અને સાંતલપુર, એ રજપૂત સંસ્થાન છે; અને ભાભર તથા કાંકેજ, એ કોળી સંસ્થાન છે. એ બધાં સંસ્થાનના કારભાર ઉપર ઇંગ્રેજ સરકાર તરફથી દેખરેખ રાખનાર, તે પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટ કહેવાય છે. પૂર્વમાં કઈ એજન્સિ આવી?

છો૦—સાહેબ, મહીકાંઠા એજન્સિ આવી. એ એજન્સિમાં ઘણા ભાગે મહી એટલે દહીં વેચનારા ભરવાડોની વસ્તી વધારે હોવાથી એજન્સિનું નામ મહીકાંઠા પડ્યુંછે.

મ૦—એ એજન્સિની ઉત્તરમાં આબુ પર્વતછે. ગુજરાત પ્રાંતની ઉત્તરની હદ ત્યાં પૂરી થાય છે. ત્યાંની હવા ઠંડી હોવાથી ઘણા સાહેબ લોકો તથા મોટા અમલદારો ઉનાળામાં હવા ખાવા આવે છે. આ પર્વતની દક્ષિણે ચંદ્રાવતી અથવા ચંદ્રાવળી, એ નામના પુરાતન શહેરનું ખંડેર છે. એમ કહેવાય છે કે, એ શહેર ઘણું મોટું હતું, અને તેનો ઘેરાવો ૧૮ મૈલનો હતો. એની દક્ષિણે કયો ડુંગર આવ્યો ?

છો૦—સાહેબ, આરાસુરનો ડુંગર આવ્યો.

મ૦—એ ડુંગરમાં સરસ્વતી નદીનું મૂળ છે. તેની પાસે અંબા ભવાની માતાનું મંદિર છે. એ હિંદુઓનું જાત્રાનું ઠેકાણું છે. તેની પાસે માન સરોવર નામનું મોટું તળાવ છે. ઇશાન ખૂણામાં ચાર મૈલ ઉપર કોટેશ્વર મહાદેવનું દેવાલય છે. દક્ષિણમાં દાંતાનું સંસ્થાન છે. ત્યાંની ખાણમાંથી આરસના પથ્થર નિકળે છે. પૂર્વમાં નદી કઈ આવી ?

છો૦—સાહેબ, સાબરમતી નદી આવી.

મ૦—એ નદીની પૂર્વે ઇડરનું સંસ્થાન છે. ઇડર શહેરને ફરતો કોટ છે. એમ કહેવાય છે કે, વેણી વચ્છરાજે અહીં રાજ્ય કર્યું. અહીંથી પૂર્વ દિશામાં આવેલા ભાવનાથ આગળ એક તળાવ છે. ત્યાંનું પાણી લકવાનો રોગ દૂર કરેછે, એમ કહેવાય છે. ઈડરની દક્ષિણે નદી કઇ આવી ?

છો૦—સાહેબ, હાથમતી નદી આવી.

મ૦—એ નદી આગળ ઇડર સંસ્થાનનું અહમદનગર નામનું મોટું ગામ છે. તેને ફરતો કોટ છે. એ રેલવે સ્ટેશન છે. ઈડરના રાજાને અંકુશમાં રાખવાને અહમદશાહ બાદશાહે ઈ. સ. ૧૪૨૭ માં હાથમતી નદી ઉપર આ કિલ્લો બંધાવ્યો. અહમદનગરના અગ્નિ ખૂણામાં

ડુંગરાની અંદર સામળાજીનું દેવાલય છે. ત્યાં દર વર્ષે નવેમ્બર માસમાં મેળો ભરાય છે. સામળાજીની દક્ષિણે માલપુર સંસ્થાન છે. મહીકાંઠા એજન્સિમાં નાની મારવાડ નામનો એક ભાગ છે, તેમાં દાંતા, ઈડર અને માલપુર સંસ્થાન આવ્યાં. માલપુરના વાયવ્ય ખૂણામાં કયું સંસ્થાન છે?

છો૦—સાહેબ, એ સંસ્થાન મોહનપુરનું છે.

મ૦—એ સંસ્થાન, મહીકાંઠા એજન્સિના રેવર નામના ભાગમાં આવ્યું. આ એજન્સિનાં માણસા અને પેથાપુર વિગેરે ગામ, સાબરમતી નદીને કાંઠે છે, તેથી એ ભાગ સાબર કાંઠો કહેવાય છે. પેથાપુરમાં બાંધણી અને બંદુક થાય છે. પેથાપુરની ઉત્તરમાં સાદરા તમે જોયું કે?

છો૦—હા, સાહેબ..

મ૦—સાદરા એ મહીકાંઠા એજન્સિના પોલિટિકલ એજન્ટનું મથક છે. ત્યાં સ્કોટ કોલેજ નામની મોટી શાળા છે. આગલીઆરા અને ઘાઘસર વિગેરે વાત્રક નદીને કાંઠે છે, તે ભાગ વાત્રક કાંઠો કહેવાય છે. વાસણા, મહાસા અને ડભોડા વિગેરે ગામ જે ભાગમાં આવ્યાં છે, તે ભાગ બાવીસી કહેવાય છે; અને કટોસણ, જોટાણા અને સાંથળ વિગેરે ગામો કટોસણ વિભાગમાં છે. ત્યારે કહો, મહીકાંઠા એજન્સિના ભાગ કયા કયા છે.

છો૦—સાહેબ, નાની મારવાડ, રેવર, વાત્રક કાંઠો, સાબર કાંઠો, બાવીસી અને કટોસણ.

મ૦—મહીકાંઠા એજન્સિની જમીન ડુંગરા વાળી, ગોરાડુ અને કાળી છે. તેમાં ઘઉં, ચણા, મકાઇ, બાજરી, તલ, કપાસ, અને ચાક થાય છે, અને પરગામથી અહીં કસુંબો, હળદર, સોપારી અને નાળિયેર વિગેરે આવે છે. આ એજન્સિના ઉત્તર અને પૂર્વના ઉચ્ચ પ્રદેશોમાં ટાઢ

વધારે પડે છે.

આ એજન્સિમાં ૩૬૧૫૪૫ માણુસ વસે છે. અહીંથી કપડાં રંગીને સીઆમ ખાતે મોકલવામાં આવે છે.

આ એજન્સિ ઉપર, ઇંગ્રેજ સરકાર તરફથી દેખરેખ રાખનાર તે પોલિટિકલ એજન્ટ છે. ગુજરાતની અંદર બીજી એજન્સિઓમાં જીલ્લાના કલેકટર, પોલિટિકલ એજન્ટ તરીકે કામ કરે છે; પરંતુ આ એજન્સિના પોલિટિકલ એજન્ટ અને પાલણપુર એજન્સિના પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટ એ નોખાજ છે.

---

## દિવસ ૯ મો.

---

મહેતાજી—મહીકાંઠા એજન્સિ પછી દક્ષિણમાં રેવાકાંઠા એજન્સિ છે. એ એજન્સિનું નામ શાથી પડયું, તે કોઇ જાણો છો ?

છો૦—હા, સાહેબ. નર્મદા નદીનું બીજું નામ રેવા છે. એ નદીની તથા મહી નદીની વચ્ચે તથા આસપાસ આવેલો મુલક, તે રેવાકાંઠા એજન્સિને નામે ઓળખાયછે.

મ૦—એ એજન્સિની ઉત્તરે કયું સસ્થાન છે ?

છો૦—સાહેબ, સુંથનું સંસ્થાન છે.

મ૦—સુંથ ગામની આગળ પાછળ ટેકરીઓ છે. તેની ડાબી બાજુ ઉપર સુંદર મહેલ છે. પૂર્વમાં રામપુર નામનું સારી બાંધણીવાળું ગામ છે. અહીંના રાજા મહારાણા કહેવાય છે. સુંથની દક્ષિણે કયું સંસ્થાન આવ્યું ?

છો૦—સાહેબ, લુણાવાડા સંસ્થાન આવ્યું.

મ૦—સુંથ અને લુણાવાડાની વચ્ચે કડાણા અને સંજેલીનાં નાનાં સંસ્થાન છે. લુણાવાડાની આસપાસ કોટ છે. અહીંના રાજા, મહારાણા કહેવાય છે. રાજાનો મહેલ કોટની અંદર છે. ગયા સૈકાની શરૂઆતમાં આ ગામ, વે-

પારનું મથક હતું. દક્ષિણ તરફના દરવાજાની બહાર લુણેશ્વર, વિશ્વેશ્વર અને રણછોડજીનાં મંદિર છે. લુણાવાડાની વાયવ્યે વીરંપુર જોયું કે ?

છો૦—હા, સાહેબ.

મ૦—એ ગામ બાવલી નદી ઉપર છે. તે વાડાસીનોર સંસ્થાનને તાબેછે. વાડાસીનોર ક્યાં આવ્યું ?

છો૦—સાહેબ, વીરપુરની દક્ષિણે આવ્યું. વાડાસીનોરની આસપાસ કોટ છે. તેને ચાર દરવાજા છે. ઉત્તર બાજુના દરવાજાની બહાર સુંદર તળાવ છે. અહીંના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. તે રાધનપુરના નવાબના પિત્રાઈ છે. તેમનો મહેલ, ઉત્તર તરફની ઉંચી જમીન ઉપર છે. દેવડુંગરીઆ નામની ટેકરી ઉપર ડુંગરીઆ મહાદેવનો મેળો ભરાયછે. અહીંથી દક્ષિણમાં ચાલ્યા, એટલે રેલવે સડક કઈ આવી ?

છો૦—સાહેબ, એ સડક આણંદ રતલામ રેલવેની છે.

મ૦—એ રેલવેના સેવાલીઆના સ્ટેશને વાડાસીનોરથી પગ રસ્તે જવાય છે સેવાલીઆના સ્ટેશનેથી ટીંબાના સ્ટેશને ઉતર્યા, એટલે પાંડુ મેવાસમાં આવ્યા. આ મેવાસમાં કેટલોક ભાગ ગાયકવાડી અને કેટલોક ઇંગ્રેજી સરકારનો છે. અહીંથી મેવાસમાં પગ રસ્તે જતાં સંખેડા, ઉમેટા અને ભાદરવાનાં સંસ્થાનો આ એજન્સિને તાબે છે. તે મહી નદીના કાંઠા ઉપર છે. અહીંથી પગ રસ્તે વાસદના સ્ટેશને જઈ, ત્યાંથી આગગાડીમાં બેસી, ચાણોદના સ્ટેશને ઉતરીશું, એટલે સંખેડા મેવાસ આવશે. ચાણોદની હકીકત કોઈ જાણોછો કે ?

છો૦-હા, સાહેબ. ચાણોદનું નામ, ચંડિકા દેવીના સ્થાનક ઉપરથી પડ્યું છે ચાણોદ ગામ, નર્મદા અને ઓર નદીના સંગમ ઉપર છે. ત્યાં હિંદુઓનાં દેવાલયો ઘણાં છે. ત્યાં કાર્તકી તથા ચૈત્રી પૂનમ ઉપર મોટા મેળા ભરાય છે.

**મ૦**—**ચાણોદ**માં થોડી હકુમત **માંડવા** સંસ્થાનના રાણાની અને થોડી **ગાયકવાડ**ની છે. **ચાણોદ**થી **નર્મદા** નદી ઓળંગી, એટલે કયું સંસ્થાન આવ્યું ?

**છો૦**—સાહેબ, રાજપીપળા સંસ્થાન.

**મ૦**—રેવાકાંઠા એજન્સિમાં સૌથી મોટું સંસ્થાન એ છે. **સાતપુડા** પર્વતની **દેવસત્ર** નામની ટેકરી છે, તેના ઉપર **રાજપીપળા** આવેલું છે. ત્યાંનાં હવા પાણી બગડી ગયેલાં હોવાથી, **નાંદોદ**ને રાજ્યધાની કર્યું છે. **નાંદોદ**, એ ખુલ્લા મેદાનમાં છે. ત્યાં રાજાનો મહેલ છે અહીંના રાજ્યકર્તાને **મહારાણા** કહેછે. રેવાકાંઠા એજન્સિમાં એક સંસ્થાન **જાંબુઘોડા**નું છે. ત્યાં આગળ અહીંથી કયા રસ્તે જવાશે ?

**છો૦**—સાહેબ, **નાંદોદ**થી **ચાણોદ** પાછા જઇ, આગગાડીમાં બેસી, **બોડેલી**ના **સ્ટેશન**ે ઉતરીશું, એટલે ત્યાંથી **જાં**બુઘોડામાં જવાશે.

**મ૦**—અહીંના નાયકડા કેળવણીમાં પછાત અને ઝનુની છે. સન ૧૮૫૮ ના બળવા વખતે, એમાંના કેટલાક, **તાતીઆ** ટોપીનાં માણસોને મળી ગયા હતા. **જાં**બુઘોડાથી પૂર્વમાં ચાલ્યા એટલે કયું સંસ્થાન આવ્યું ?

**છો૦**—સાહેબ, **છોટા** ઉદેપુરનું સંસ્થાન.

**મ૦**—છોટા ઉદેપુર, એ એક પહોળા મેદાન ઉપર આવેલું છે. તેની દક્ષિણે **ઓર** નામની નદી છે, અને પૂર્વમાં સુંદર તળાવ છે. તળાવની એક બાજુ ઉપર કાલિકા માતાનું શોભાયમાન દેવાલય છે. **છોટા** ઉદેપુરમાં મહેલ છે. અહીંના રાજાને **મહારાવળ** કહેછે. આ સંસ્થાનની હદમાં હાલ લોઢાની ખાણો હાથ લાગી છે. અહીંથી ઉત્તરમાં ચાલ્યા, એટલે કયું સંસ્થાન આવ્યું ?

**છો૦**—**બારૈયા** સંસ્થાન આવ્યું, સાહેબ.

**મ૦**—એને **દેવગઢ** **બારૈયા** પણ કહે છે. અહીંના રાજ્યકર્તા **મહારાવળ** કહેવાય છે. મુખ્ય ગામ **બારૈયા** છે. તેની

પૂર્વમાં સુંદર તળાવ તથા રાજાનો મહેલ છે. ૧૮મા સૈકાની આખરમાં આ શહેર ઘણું અગત્યનું ગણાતું. દેવગઢની ટેકરી ઉપર બારૈયા કુળની દેવીનું સ્થાનક છે. આ ગામની સ્થાપનાના સંબંધમાં દંતકથા એવી ચાલે છે કે, ચાંપાનેરની પડતી થયા પછી કેટલેક વર્ષે ડુંગરસીંગ નામનો એક રાજા, રાજ્યધાની કરવા લાયક જગ્યા ખોળતો હતો; ત્યારે તેના એક ભીલે આ ટેકરી ઉપરથી એક લાકડું કાપીને, પોતાની કુહાડી એ ગોળ પથ્થરની ઉપર ઠોકી, એટલે લોહી નિકળીને, કુહાડી હાલી. ડુંગરસીંગે આ વાત સાંભળીને, આ જગ્યાની મુલાકાત લઇ, તેને દેવગઢ નામ આપ્યું અને પથરાની સ્થાપના કરી, તેની તળેટીએ પોતાની રાજ્યધાની સ્થાપી.

છો૦—સાહેબ, અહીં રેવાકાંઠા એજન્સિ પૂરી થઈ?

મ૦—હા. આ એજન્સિની જમીન ભેજવાળી, કાળી, ગોરાડુ અને રેતાળ છે. તેમાં ડુંગરનો ભાગ વધારે છે. તેમાં ડાંગર, જુઆર, કપાસ, ઇમારતી લાકડું, મકાઇ અને ચણા થાય છે. બહાર ગામથી અહીં મીઠું, તમાકુ. ખાંડ અને ધાતુ આવે છે. બારૈયા અને રાજપીપળાની હવા ઘણી ખરાબ છે.

બારૈયા અને રાજપીપળાના કોળીઓ અને નાયકડા કાથો બનાવે છે ભીલ લોકો વાંસની ટોપલીઓ અને સાદડીઓ બનાવે છે. આ એજન્સિમાં ૪૭૫૦૬૫ માણસ વસે છે.

આ એજન્સિ ઉપર ઇંગ્રેજ સરકાર તરફથી દેખરેખ પંચમહાલના કલેકટરની છે. તે રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટ કહેવાય છે.

---

## દિવસ ૧૦ મો.

મહેતાજી—ગઇ કાલે આપણે કઈ એજન્સિ જોઇ?

છો૦—સાહેબ, રેવાકાંઠા એજન્સિ જોઇ.

**મ૦**—હવે સૌથી દક્ષિણમાં આવેલી **સુરત** એજન્સિ જોઇએ.

**છો૦**—સાહેબ, એમાં **સચીન**, **વાંસદા**, અને **ધરમપુર**, એમ ત્રણ સંસ્થાન છે.

**મ૦**—સચીન ક્યાં આવ્યું ?

**છો૦**—સાહેબ, સુરતની દક્ષિણ દિશાએ નજીકમાં **સચીન** છે.

**મ૦**—સચીનના રાજ્યકર્તા **નવાબ** કહેવાય છે. તેઓ **હબશી** છે. તેમનો, ત્યાં મહેલ છે. **તાપી** નદીના મુખ આગળ દરિયા કિનારે **ભીમપોર** નામનું ગામ છે. ત્યાં હનુમાનનું દહેરૂં છે. ત્યાં **ભાદરવા** માસમાં મેળો ભરાય છે. તે વખતે સુરતથી ઘણા લોક આવે છે. ડુમસનું નામ કોઇએ સાંભળ્યું છે કે ?

**છો૦**—હા, સાહેબ. હું ડુમસ ગયોહતું. એ ગામ **ભીમપોર**થી એક મૈલને છેટે છે. ત્યાંની હવા ઠંડી, પાણી સરસ અને રહેવાનાં મકાનો સારાં છે. ઉનાળામાં ઘણા શ્રીમંત લોકો તથા અમલદારો ત્યાં હવા ખાવા આવે છે.

**મ૦**—વાંસદા ક્યાં આવ્યું ?

**છો૦**—સાહેબ, **સચીન**ના અગ્નિ ખૂણામાં.

**મ૦**—એ સંસ્થાનમાં **કાવેરી** અને **અંબીકા** એ નામની બે નદીઓ છે. ત્યાંના રાજ્યકર્તા **રજપૂત** રાજા છે. દક્ષિણમાં કયું સંસ્થાન આવ્યું ?

**છો૦**—સાહેબ, ધરમપુર સંસ્થાન આવ્યું.

**મ૦**—એ સંસ્થાનમાં **ઓરંગા**, **પાર**, **કોલક** અને **દમણગંગા**, એ નદીઓ છે. **ધરમપુર**માં રાજાનો મહેલ છે. આ સંસ્થાનમાં **અરણાઇ** ગામ છે, ત્યાં **ચૈત્ર** માસની પૂનમે મેળો ભરાય છે.

**છો૦**—સાહેબ, આ એજન્સિની જમીન કેવી છે ?

**મ૦**—આ એજન્સિની જમીન ઘણા ભાગે કાળી છે. તેમાં ડાંગર, નાગલી, કોદરા, જુઆર, અડદ, કઠોળ અને શેરડી થાયછે. **વાંસદા** સંસ્થાનની હવા ઘણા ભાગે ખરાબ છે. **ધરમપુર** સંસ્થાનના પશ્ચિમ તરફના ભાગ વિ-

વાયનું પાણી ખરાબ છે, હવા સારી નથી, અને તાપ સખ્ત પડેછે

સુરત એજન્સિની વસ્તી ૧૬૧૩૪૨ માણસની છે. એ એજન્સિ સુરત જીલ્લાના કલેક્ટરના ઉપરીપણા નીચે છે. તે, ગવર્નરના એજન્ટ તરીકે આ એજન્સિ ઉપર તથા સુરતના નવાબી ખાનદાન ઉપર દેખરેખ રાખેછે.

હવે આપણે ગુજરાતની પશ્ચિમે આવેલી મોટી એજન્સિ જોવાની છે. બોલો એ એજન્સિનું નામ શું ?

છો૦—સાહેબ, કાઠીઆવાડ એજન્સિ.

મ૦—કાઠીઆવાડને અસલ સૌરાષ્ટ્ર કહેતા, પરંતુ જ્યારથી કાઠી લોકોનું જોર વધ્યું, ત્યારથી એ કાઠીઆવાડના નામથી ઓળખાય છે. એ નામ મરેઠાઓએ આપ્યું છે. કાઠીઆવાડ એ દ્વિપકલ્પ છે. દ્વિપકલ્પ કોને કહીએ ?

છો૦—સાહેબ, જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી હોય, અને એક બાજુએ કોરી જમીન હોય તે, દ્વિપકલ્પ કહેવાય.

મ૦—કાઠીઆવાડને હવે પ્રાંત ઠરાવ્યો છે. તેની જૂદી જૂદી એજન્સિ છે, તેમાં સૌથી ઉત્તરે ઝાલાવાડ એજન્સિ છે. ત્યાંનાં મુખ્ય સંસ્થાનો ઝાલા રજપૂતોના તાબામાં હોવાથી, એવું નામ પડ્યું છે. અમદાવાદથી નિકળેલી આગગાડી આ એજન્સિમાં લખતર સ્ટેશન આગળથી પેસે છે. લખતર સંસ્થાનના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. લખતર છોડયા પછી કયું સ્ટેશન આવશે ?

છો૦—સાહેબ, વઢવાણનું સ્ટેશન આવશે.

મ૦—વઢવાણ એ સંસ્થાન છે. ત્યાંના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. એજ સંસ્થાનની હદમાં ઝાલાવાડના પોલિટિકલ એજન્ટને રહેવાનો મુકામ છે. તે વઢવાણ સિવિલ સ્ટેશન કહેવાય છે. ત્યાંથી આગળ ચાલતાં, ભોગાવો નદી ઉપર મૂળીનું સંસ્થાન છે. ત્યાંના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. ત્યાં ચામડાની પખાલો બને છે. મૂળીની

દક્ષિણે સાયલા અને ચુડાનાં સંસ્થાન છે. ત્યાંના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. વઢવાણના અગ્નિ ખૂણામાં લીમડીનું સંસ્થાન છે. ત્યાંના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. ત્યાંની સુડીઓ વખણાય છે. લીમડી, એ રેલવે સ્ટેશન છે. વઢવાણની નૈઋત્યે વાંકાનેરનું સંસ્થાન છે. ત્યાંના રાજ્યકર્તા રાજસાહેબ કહેવાય છે. વાંકાનેર, એ રેલવે સ્ટેશન છે. તેની અને વઢવાણની વચ્ચે થાનનું સંસ્થાન છે. ત્યાંનાં માટીનાં વાસણ વખણાય છે. તેની ઉત્તરે કયું રાજ્ય આવ્યું ?

છો૦—ધ્રાંગધ્રાનું રાજ્ય આવ્યું, સાહેબ.

મ૦—ધ્રાંગધ્રાના રાજ્યકર્તાને રાજ સાહેબ કહે છે. એ રાજ્ય, આ એજન્સિમાં સૌથી મોટું અને પહેલા વર્ગનું છે. ધ્રાંગધ્રા નામ સંસ્કૃતમાં ધરાંગ એટલે પથ્થર અને ધરા એટલે રાખનાર, એ બે શબ્દો મળીને, થયેલું છે. ત્યાં પથ્થર ઘણા નિકળે છે, અને પથ્થરની ચીજો બને છે. ધ્રાંગધ્રાની ઉત્તરે બજાણા આવ્યું. ત્યાંના રાજ્યકર્તા મલેક કહેવાય છે. બોલો, છેક ઉત્તરમાં રણને કાંઠે કયું ગામ આવ્યું ?

છો૦—સાહેબ, ઝીંઝુવાડા.

મ૦—એ ગામમાં જુનો કોટ અને તળાવ છે. એ ઝુંઝો નામના રબારીએ સ્થાપેલું, એમ કહેવાય છે. તેમાં અસલી હિંદી કોતરકામના નમુના છે. એ કિલ્લો અને તળાવ, સિદ્ધરાજ જેસીંગે બંધાવ્યાં, એમ કહેવાય છે. ગામથી થોડેક દૂર ઝિલંદરનો કુંડ છે.

---

## દિવસ ૧૧ મો

---

મહેતાજી—ગઈ કાલે આપણે છેવટે કાઠીઆવાડની ઉત્ત

રમાં આવેલી ઝાલાવાડ એજન્સિ જોઇ. એને લગતી કાઠીઆવાડમાં પૂર્વ દિશાએ ગોહિલવાડ એજન્સિ આવી. એ એજન્સિનો ઘણો ભાગ ગોહિલ રજપૂતોને તાબે હોવાથી, તેનું નામ ગોહિલવાડ પડયું છે. વઢવાણથી ઉપડતી આગગાડી આ એજન્સિમાં આવેલા ભાવનગર સંસ્થાનના મુખ્ય શહેર ભાવનગર આગળ અટકે છે. ભાવનગરનું રાજ્ય કાઠીઆવાડ પ્રાંતમાં પહેલા વર્ગનું છે, અને એ શહેર કાઠીઆવાડ પ્રાંતમાં સૌથી મોટું છે. ભાવનગરના રાજ્યકર્તા રાવળ કહેવાય છે. ભાવનગર, એ બંદર છે. ત્યાં દીવાદાંડી જોવા લાયક છે. ભાવનગરથી પિતળ અને લોઢાની ચીપોવાળી પેટીઓ બહાર ગામ જાય છે. ભાવનગરમાં સામળદાસ કોલેજ, હાઈ સ્કૂલ અને ગૌરીશંકર વૈદશાળા છે. દક્ષિણમાં માલણ નદી ઉપર મહુવા જોયું કે?

છો૦—હા, સાહેબ.

મ૦—એ ગામ ભાવનગરને તાબે છે. ત્યાંના વેપારીઓ ઘણા પૈસાદાર છે. એ ગામનું અસલ નામ મોહેરેક હતું એને સંસ્કૃતમાં મધુમાવતી કહે છે. ત્યાં લાકડાના રમકડાંઓ અને પારણાં બને છે ત્યાંથી મુંબાઇ ખાતે કપાસ ચઢે છે. એ ગામની પાસે ભાવનગરના દરબાર સાહેબ તરફથી મહુવા પ્લેન્ટેશન, એ નામનો બાગ કરવામાં આવ્યો છે, તેમાં મેવો અને એવી બીજી ચીજો થાય છે. ભાવનગરના તાબામાં ગઢડા નામનું ગામ છે. ત્યાં સ્વામિનારાયણનું મંદિર છે. ભાવનગરની પશ્ચિમમાં તેના તાબાનું સીહોર ગામ છે. એ રેલવે સ્ટેશન છે.

છો૦—સાહેબ, એની ઉત્તરે બ્રહ્મકુંડ તથા ગૌતમકુંડ છે. એમ કહેવાય છે કે, એ જગ્યાએ ગૌતમઋષિ રહેતા. એ ગામની છીંકણી, ચૂનો અને ત્રાંબા પિતળનાં કામ વખણાય છે.

મ૦—સીહોરની પાસે સોનગઢનું રેલવે સ્ટેશન છે. તે,

ગોહિલવાડ એજન્સિના ડેપ્યુટિ પોલિટિકલ એજન્ટનું ગ-થક છે. તેની દક્ષિણે પાલીતાણાનુ સંસ્થાન છે. પાલીતાણા ગામ, શેત્રુંજી નદી ઉપર આવેલું છે. એ નદી ખંભાતના અખાતને મળે છે. પાલીતાણાના રાજ્યકર્તા, ઠાકોર કહેવાય છે. એ ગામની નજીક શેત્રુંજય નામનો પર્વત છે. તેના ઉપર નામાંકિત જૈન દેવાલયો છે. સાહેરની ઉત્તરે કયું સંસ્થાન આવ્યું ?

છો૦—સાહેબ, વળાનું સંસ્થાન આવ્યું.

મ૦—આ ગામ ઉપરથી વાલમ બ્રાહ્મણોની જાત નિકળી છે. આ ગામની પાસે અગાઉ વલ્લભિપુર નામનું નગર હતું. વળાના, તથા તેની પશ્ચિમમાં આવેલા લાઠીના રાજ્યકર્તાઓ ઠાકોર કહેવાય છે. ગોહિલવાડની દક્ષિણમાં કયું પ્રગણું આવ્યું ?

છો૦—સાહેબ, ઉંડસરવૈયાવાડ.

મ૦—એ પ્રગણાની જમીન ઉંડી છે, અને ત્યાં સરવૈયા જાતના રજપૂતો રહે છે, તેથી ઉંડસરવૈયાવાડ નામ પડયું છે. શેત્રુંજય પર્વત આગળનું ચોક, અને તેની દક્ષિણે આવેલું ડાઠા, એ, એ પ્રગણામાં આવ્યાં. ત્યાંથી પશ્ચિમમાં કયું પ્રગણું આવ્યું ?

છો૦—સાહેબ, બાબરીઆવાડ.

મ૦—એ પ્રગણામાં બાબરીઆ નામની જાત વસની હોવાથી તેનું નામ એવું પડયું છે. એ પ્રગણામાં ઉત્તરે ડેડાણ સંસ્થાન છે, અને દક્ષિણે દરિયા કાંઠે જાફ્રાબાદ સંસ્થાન છે. જાફ્રાબાદ, એ જંજીરા સંસ્થાનના તાબાનું હબસીનું સંસ્થાન છે. એ બંદર છે. બાબરીઆવાડની ઉત્તરે કયું પ્રગણું છે ?

છો૦—સાહેબ, કાઠીઆવાડ પ્રગણું છે.

મ૦—એ પ્રગણામાં ભાવનગર ગોંડળ રેલવે આવેલી છે. એ રેલવે ઉપર જેતપુરનું સ્ટેશન છે, તે કાઠીઆવાડ પ્રગણાનું એક સંસ્થાન છે. ત્યાંના રાજ્યકર્તા વાળા કહેવાય છે. કાઠીઆવાડ પ્રગણામાં ચીતળ નામનું ગામ છે.

ત્યાં સગાલશા શેઠ નામના એક ધાર્મિક વાણિયાની જ-ગ્યા છે. કાઠીઆવાડ પ્રગણાની દક્ષિણે બગસરા નામનું ગામ છે. ત્યાં કસ નામનું ઘાસ થાય છે. તેમાંથી કસઈ-આ નામનાં બીઆં નિકળે છે, તે હિંદુઓ અપવાસમાં ખાય છે. ઉત્તરમાં જસદણનું સંસ્થાન છે. ત્યાંના રાજયકર્તા ખાચર કહેવાય છે. કાઠીઆવાડ પ્રગણાની પશ્ચિમમાં મોટું શહેર કયું છે?

છો૦—સાહેબ, જુનાગઢ.

મ૦—જુનાગઢ, એ સોરઠ એજન્સિમાં આવ્યું. સો-રઠનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું. જુનાગઢ, એ રેલવે સ્ટેશન છે. એ શહેર, ફકત 'ગઢ,' એવા નામથી આખા સોરઠમાં ઓળખાય છે. એ શહેર અસલના વારામાં પુ-રાતનપુર—પૂર્વનગર—જીરણદુર્ગ-જીરણગઢ કહેવાતું. એ સંસ્થાનના રાજ્યકર્તા, નવાબ કહેવાય છે. એ બાબી કુ-ળના છે. જુનાગઢ શહેરમાં મકરબાગ અને નવાબ સાહે-બનાં મકાનો જોવા લાયક છે. ત્યાંના નવાબ, કાઠીઆવા ડના લગભગ સઘળા રાજાઓ પાસેથી ખંડણી લે છે, તે જોર તલબી કહેવાય છે. એ રાજ્ય કાઠીઆવાડમાં સૌથી આગેવાન રાજ્ય છે. ત્યાંથી ઉત્તરે જેતલસરનું રેલવે સ્ટેશન છે, તે સોરઠ એજન્સિના પોલિટિકલ એજન્ટનું મથક છે.

છો૦—સાહેબ, જુનાગઢની પાસે મોટો પર્વત દેખાયછે, તેનું નામ શું?

મ૦—એ પર્વતનું નામ ગીરનારછે. તેના ઉપર ઘણાં જૈન મંદિરો છે. જૈન લોકો ગીરનારને કેટલીકવાર રૈવ-તાચળના નામથી ઓળખે છે. આ પર્વત ઉપર અશોકના લેખ છે. ગીરનારની પછી દાતારનો પર્વત મોટો છે. એને મુસલમાનો ઘણો પવિત્ર માને છે. આ એજન્સિમાં દક્ષિણે દરિયા કિનારા ઉપર પાટણ જોયું કે?

છો૦—હા, સાહેબ.

મ૦—એ ઘણું પ્રખ્યાત શહેર છે. તે હિંદુઓની તિર્થની જગ્યા છે. તેને સોમનાથ પાટણ, પ્રભાસ પાટણ, દેવ પાટણ કે વેરાવળ પાટણ કહે છે. ત્યાં પ્રખ્યાત સોમનાથ મહાદેવનું દેવાલય છે. એ શહેરને સોમપુર પણ કહે છે. એ ઉપરથી સોમપુરા બ્રાહ્મણ અને સોમપુરા કડીઆ કહેવાય છે. પશ્ચિમમાં કયું ગામ આવ્યું ?

છો૦—સાહેબ, માંગરોળ ગામ આવ્યું.

મ૦—માંગરોળથી હાથીદાંત તથા સુખડની પેટીઓનું કોતર કામ પરદેશ જાય છે. ત્યાંના રાજ્યકર્તાને શેખ કહે છે. ગામનું અસલ નામ મંગળપુર પાટણ હતું. સોરઠનો વિભાગ ત્યાં પૂરો થયો.

———:(૦):———

## દિવસ ૧૨ મો.

મહેતાજી—ગઇ કાલે આપણે કયાં સુધી આવ્યા ?

છોકરા—સાહેબ, સોરઠ વિભાગ પૂરો થયો.

મ૦—સોરઠની પશ્ચિમમાં જે પ્રગણું છે, તેમાં બરડો નામનો પર્વત છે. તેથી પ્રગણાનું નામ પણ બરડો છે. એમાં મુખ્ય સંસ્થાન પોરબંદર છે. પોરબંદર જાત્રાનું ઠેકાણું છે. એનું બીજું નામ સુદામાપુરી છે. એ રેલવે સ્ટેશન છે ત્યાંના રાજ્યકર્તાને રાણા કહે છે. એમનું રાજ્ય પહેલા વર્ગનું છે. બરડાની ઉત્તરમાં કઇ એજન્સિ આવી ?

છો૦— સાહેબ, હાલાર એજન્સિ આવી.

મ૦—હાલોજી નામના જાડેજા રજપૂત ઉપરથી હાલારનું નામ પડયુંછે. આ એજન્સિમાં રાજકોટ સંસ્થાન છે. એનું મુખ્ય શહેર રાજકોટ છે. તેની પાસે આજી નદી છે. રાજકોટ, એ રેલવે સ્ટેશન છે. એ કાઠીઆવાડ પ્રાંતના ગવર્નરના એજન્ટનું તથા તેમના તાબાના હાલાર એજન્સિના પોલિટિકલ એજન્ટનું મથક છે. ત્યાંથી થોડેક દૂર કાંપ છે. ત્યાં ઇંગ્રેજી લશ્કર રહે છે. રાજકોટમાં હાઇ સ્કૂલ, મેલ ટ્રેનિંગ કોલેજ, ફિમેલ ટ્રેનિંગ કોલેજ,

રાજકુમાર કોલેજ, કેટલાક દરબારના ઉતારા, એજન્સિ ઓફિસ, મેમોરિયલ ઇન્સ્ટિટયુટ, કોનોટ હોલ, વોટસન મ્યુઝિયમ, લેંગ લાયબ્રેરી, કીટીંગ મેમોરિયલ ગાર્ડન અને વિક્ટોરીઆ જ્યુબિલી વોટર વર્કસ વિગેરે જોવા લાયક છે. દક્ષિણમાં ગોંડળનું સંસ્થાન જોયું કે ?

છો૦—હા, સાહેબ.

મ૦—ગોંડળ, એ રેલવે સ્ટેશન છે. ત્યાંના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. તેમણે પોતાના ખર્ચે રેલ્વે બાંધી છે. ગોંડળમાં હાઇસ્કૂલ અને ગ્રાસીઆ સ્કૂલ છે. વાયવ્ય ખૂણામાં ધ્રોળનું સંસ્થાન છે. તેની ઉત્તરે કયું મોટું સંસ્થાન આવ્યું ?

છો૦—સાહેબ, નવાનગર સંસ્થાન આવ્યું.

મ૦—નવાનગર, એ રેલવે સ્ટેશન છે. તેને જામનગર પણ કહે છે. એ રાજ્ય પહેલા વર્ગનું છે. ત્યાંના રાજ્યકર્તા જામ કહેવાય છે. એ શહેર કાઠીઆવાડમાં સુંદરમાં સુંદર શહેર છે. અહીંનું સોનેરી ભરતકામ, કંકુ અને અત્તર વખણાય છે, ત્યાં પથ્થરની કેટલીક સારી મસીદો છે. જામનગરની પાસે કચ્છની ખાડીમાંથી સાચાં મોતી નિકળે છે. ઉત્તરમાં ધ્રોળનું સંસ્થાન છે. આ એજન્સિમાં દરિયા કિનારે બાલાછડી નામનું ગામ છે. ત્યાં ઘણા યુરોપિયનો ઉનાળામાં હવા ખાવા જાય છે. એમ કહેવાય છે કે, યાદવોનાં છોકરાંને ત્યાં દાટવામાં આવ્યાં, અને ત્યાંથી થોડે દૂર દુર્વાસા ઋષિનું આશ્રમ હતું, તે જગ્યા હાલ દરિયામાં દટાઇ ગઇ છે ઉત્તરે કયું પ્રગણું છે ?

છો૦—સાહેબ, મચ્છુ કાંઠો.

મ૦—એ પ્રગણામાં મચ્છુ નદી આવેલી હોવાથી, પ્રગણાનું નામ મચ્છુ કાંઠો પડયું છે. તેમાં મુખ્ય સંસ્થાન મોરબી છે. એ શહેર મોરઓની ટેકરી ઉપર સ્થપાયેલું હોવાથી, એવું નામ પડયું. અગાઉ તે મોરધ્વજપુરી કહેવાતું. ત્યાંના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. એમનું રાજ્ય

પહેલા વર્ગનું છે.

છો૦—સાહેબ, મોરબીમાં ઠાકોર સાહેબનો મહેલ, બાગ, અને ઝોળા પૂલ જોવા લાયક છે. ઠાકોર સાહેબે પોતાના ખર્ચે વઢવાણ કાંપથી મોરબી સુધી રેલવે કરી છે. સ્ટેશનથી શહેર સુધી બેસારૂ માટે ટ્રામવે કરી છે. મોરબીથી રાજકોટ સુધી ટેલીફોન છે.

મ૦—મચ્છુ કાંઠામાં માળીઆ ક્યાં આવ્યું ?

છો૦—સાહેબ, ઉત્તર દિશામાં.

મ૦—ત્યાંના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. ત્યાં મીઆણા લોકોની વસ્તી વધારે છે. તે લોકો બહુ તોફાની છે. હવે પશ્ચિમમાં ઓખામંડળ પ્રગણું રહ્યું. તે ગાયકવાડ સરકારને તાબે હોવાથી, તે વિષે પછી બોલીશું.

કાઠીઆવાડ, એ ગુજરાતના બીજા ભાગની સાથે નીચાણમાં આવેલી જમીનની એક સાંકડી પટી વડે જોડાયેલું છે. એ ભાગમાં અગાઉ ઘણું પાણી ભરાઇ રહેતું. એ ખાડાનું નામ નળ છે. તેમાં ડાંગર થાય છે. કાઠીઆવાડનો નૈઋત્ય શિવાયનો કિનારો નીચો અને રેતાળ છે. બંદરો ઘણાં છે. મધ્ય ભાગની જમીન ઉપસેલી છે, અને તેમાંથી ઘણીખરી નદીઓ નિકળે છે. તેની દક્ષિણમાં જવાળા સુધી પર્વતોની ટોચો આવેલી છે. તેમાં મુખ્ય ગીરનાર છે. એ પર્વતોની દક્ષિણે ભાદર તથા શેત્રુંજી નદીઓની વચ્ચેની ખીણોમાંની જમીન સૌથી સારી છે. ઉત્તર તરફના ભાગમાં કપાસ ઉગાડવામાં આવે છે. વાયવ્ય ખુણાનો ભાગ રેતાળ અને ઉજ્જડ છે. ખનીજ પદાર્થોમાં મીઠું, અને પોરબંદરના ઇમારતોને લાયક પથરા છે. ગીર પર્વત ઘણો ઝાડીવાળો છે, તોપણ તેમાં કિમતી ઇમારતી લાકડાં થતાં નથી. કાઠીઆવાડમાં મુખ્ય પાક ઘઉં, કપાસ, બાજરી, ડાંગર, તમાકુ, જુઆર, તલ અને શેરડી છે. ઝાલાવાડમાં ભાલ નામની જગ્યા છે. ત્યાં ઘઉં ઘણા થાય છે, અને તે પરદેશ ખાતે ચઢે છે. કાઠીઆવાડમાં

બહાર ગામ ખાતેથી ખાંડ, ધાતુ, હાથીદાંત, રંગ, રેશમ, નાળિયેર અને અફીણ વિગેરે આવે છે. એ પ્રાંતમાં ટાઢ, તડકો અને વરસાદ સાધારણ પડે છે. બાબરીઆવાડમાં ઝાડી ઘણી હોવાથી ત્યાંનું પાણી સારૂં નથી.

કાઠીઆવાડ પ્રાંતનો જેટલો ભાગ આપણે જોયો, તેટલામાં વસ્તી ૨૦૨૯૧૫૬ માણસની છે. કાઠીઆવાડમાં જમીનના સંબંધમાં સાધારણ શબ્દ ગીરાસ અથવા ગ્રાસ છે. તે ઉપરથી જમીનના માલીકો ગરાસીઆ કહેવાય છે. આ પ્રાંતમાં આવેલાં સંસ્થાનોના રાજ્યકર્તાઓના સાત વર્ગ પાડી, તેમને તે પ્રમાણે રાજ્ય ચલાવવાની સત્તા આપેલી છે. તેમાંના પહેલા તથા બીજા વર્ગનાં રાજ્યોને ફાંસીનો હુકમ કરવા સુધીની સત્તા છે. આ પ્રાંત ઉપર ઇંગ્રેજ સરકાર તરફથી દેખરેખ ગવર્નરના એજન્ટની છે. બીજા વર્ગના રાજ્યકર્તાએ, તેમની મંજુરી, મોતની સજા કરતા પહેલાં માગવી પડેછે. તેવી મંજુરી, પહેલા વર્ગના રાજ્યકર્તાએ માગવી પડતી નથી. આ પ્રાંતમાં ઝાલાવાડ, સોરઠ અને હાલાર, એ પ્રમાણે ત્રણ એજન્સિના અકેક પોલિટિકલ એજન્ટ છે. તે કાઠીઆવાડના ગવર્નરના એજન્ટને તાબે છે.

---

## દિવસ ૧૩ મો.

---

મહેતાજી-બોલો, આપણે કયા પ્રગણામાં જવાનું છે?

છોકરા--સાહેબ, ઓખામંડળ પ્રગણામાં.

મ૦--ગાયકવાડ સરકારના રાજ્યના જૂદા જૂદા પ્રાંત કરેલા છે. તેમાંનો એક પ્રાંત અમરેલી છે. એ પ્રાંત કાઠીઆવાડમાં છે. તે પ્રાંતના ઓખામંડળ અને અમરેલી, એવા બે ભાગ કરેલા છે.

છો૦—સાહેબ, ઓખામંડળનો અર્થ શો ?

મ૦—એ નામ માટે દંતકથાઓ જૂદી જૂદી છે;

પણ તેમાંથી ઓખા એટલે ખરાબ, અને મંડળ એટલે જગ્યા, એ પ્રમાણેનો અર્થ વધારે સંભવિત લાગેછે. હિંદુ દંતકથા મુજબ એને શ્રી કૃષ્ણ-રણછોડજીએ જીતીને, ગોમતી નદીને કાંઠે દ્વારકામાં રાજ્યધાની કરી. દ્વારકા, એ હિંદુ લોકોની જાત્રાની જગ્યા છે. એમ કહેવાયછે કે, જુનું દ્વારકા, દરિયામાં ડૂબી ગયું છે, અને હાલનું દ્વારકા નવે સરથી વસાયલું છે. ઓખામંડળની જમીન સપાટ અને પથ્થરીઆ છે. તેમાં બાજરી, મઠ, અને તલ વિગેરે થાય છે. બોલો, ઓખામંડળના કયા ખૂણામાં અમરેલી આવ્યું?

છો૦—સાહેબ, અગ્નિ ખૂણામાં.

મ૦—ઠેબી અને વડી નદીના સંગમ ઉપર અમરેલી છે. એનું નામ પ્રથમ અમરવલી હતું, એમ જુના લેખ ઉપરથી જણાયછે. અમરેલીમાં ચોફાળ, ખાદી, કાપડ રંગવાનું તથા વણવાનું કામ, અને ઓપદાર ચાંદીનાં વાસણ, વિગેરે ઉત્તમ કામ થાય છે. દક્ષિણમાં કયો મહાલ આવ્યો ?

છો૦—સાહેબ, ધારી મહાલ આવ્યો.

મ૦—ધારીમાં પલટણ રહેછે. ત્યાં તરવારનાં મ્યાન તથા ઘોડા ઉપર નાંખવાનો સામાન સારો થાય છે. દક્ષિણમાં કોડીનાર મહાલ આવ્યો. કોડીનાર, એ શિંગવડા નદી ઉપર આવેલું છે.

અમરેલી પ્રાંતની જમીન ઘણે ભાગે પથ્થરીઆ છે. ઉત્તરના અમરેલીની જમીન સપાટ છે. દક્ષિણ તરફનો ભાગ ડુંગર અને જંગલવાળો છે. હવા સુકીછે. વરસાદ થોડો વરસેછે. કોડીનાર તરફની હવા શરદ છે. ત્યાંનાં હવા પાણી સારાં નથી. મુખ્ય પાક, બાજરી, જાર, ઘઉં, શેરડી અને રૂનો છે. અમરેલી પ્રાંતમાં વસ્તી ૧,૭૩,૪૩૬ માણસની છે.

કાઠીઆવાડમાંથી નિકળી, ગુજરાતની ઉત્તરમાં ચાલો. બોલો, ત્યાં ઉત્તરમાં કયો પ્રાંત આવ્યો ?

છો૦—સાહેબ, કડી પ્રાંત આવ્યો.

મ૦—કડી પ્રાંતમાં સૌથી ઉત્તરે સિદ્ધપુર મહાલ છે. સિદ્ધપુર ગામ સરસ્વતી નદી ઉપર છે. ત્યાં બિંદુ સરોવર છે. ત્યાં માતૃ ગયાનું શ્રાદ્ધ થાયછે. સિદ્ધપુર, એ રેલવે સ્ટેશન છે. ત્યાં મૂળરાજના બંધાવેલા રૂદ્રમાળનું ખંડેર છે. ત્યાં ઔદિચ સહસ્ર બ્રાહ્મણની તથા વહોરાઓની વસ્તી ઘણી છે. એ મહાલમાં ઉંઝા નામનું ગામ છે, ત્યાં કણબીઓની ઉમિયા માતાનું દેવાલય છે. સિદ્ધપુરની પૂર્વમાં ક્યું ગામ છે ?

છો૦—સાહેબ, પાટણ છે.

મ૦—પાટણ, એ કડી પ્રાંતનો એક મહાલ છે. પાટણ, એ રેલવે સ્ટેશન છે. એ અસલનું અણહિલપુર પાટણ છે. અણહિલ નામના ભરવાડે ત્યાંની જગ્યા બતાવ્યાથી, વનરાજે એ નગર વસાવી, તેનું નામ એવું પાડયું. એ નગર ઇ. સ.૰૧૪૧૧ સુધી ગુજરાતની રાજધાની હતું ત્યાં કંકુ, સુડીઓ, કસુંબો, અને માટીનાં વાસણ બનેછે. પાટણની દક્ષિણે વડાવલી ગામ જોયું કે ?

છો૦—હા, સાહેબ.

મ૦—વડાવલીની પાસે બેચર નામનું ગામ છે. ત્યાં બહેચરાજી માતાનું ઘણું પવિત્ર સ્થાનક છે. ત્યાં વર્ષમાં બે વાર મોટી જાત્રા ભરાય છે. કડી પ્રાંતમાં એક રેલવે જંકશન છે, તે તમે દીઠું કે ?

છો—હા, સાહેબ. એ મહેસાણાનું રેલવે જંકશન છે.

મ૦—મહેસાણા, એ કડી પ્રાંતનો એક મહાલ છે. મહેસાણાની પૂર્વમાં કયું શહેર આવ્યું ?

છો૦—સાહેબ_વિસનગર આવ્યું.

મ૦—વિસનગર, એ કડી પ્રાંતનો એક મહાલ છે. વિસનગરની આજુબાજુના પ્રદેશમાં હળદર સારી થાય છે. તેનો વેપાર વિસનગરમાં ઘણો ચાલે છે. વિસનગરમાં પિતળનાં વાસણ સારાં બને છે. વિસનગરની ઉત્તરે વડનગર

છે. એ, કડી પ્રાંતના ખેરાળુ મહાલનું શહેર છે. એ શહેરમાં નાગર લોકોના હાટકેશ્વર મહાદેવનું દેવાલય છે. જુના ગઢના જાણીતા નરસિંહ મહેતાનું મરણ અહીં થયું, એમ કહેવાય છે. વડનગર, એ રેલવે સ્ટેશન છે.

## દિવસ ૧૪ મો.

મહેતાજી--આપણે કડી પ્રાંતમાં બધે ફરી વળ્યા નથી. બોલો, એ પ્રાંતમાં દક્ષિણે કયા મહાલ આવ્યા ?

છોકરો--સાહેબ, કડી અને કલોલ મહાલ આવ્યા.

મ૦—એ બંને ગામ રેલવે સ્ટેશન છે. કડીમાં મલ્હારરાવ ગાયકવાડનો મહેલ છે. કડીની પૂર્વમાં કલોલ છે. તેની પૂર્વમાં દહેગામ મહાલ આવ્યો એ મહાલમાં આતરસુંબાનો પેટા મહાલ છે. આતરસુંબા ગામ વાત્રક નદી ઉપર છે. એ ગામમાં લુહાર કામ સારૂં થાય છે.

છો૦--સાહેબ, એ મહાલની અંદર વાત્રક નદીને કાંઠે ઉંટડીઆ મહાદેવનું જુનું દેવાલયછે, તે મેં દીઠું છે.

મ૦—એ મહાદેવનું ખરૂં નામ ઉત્કંઠેશ્વર છે. એટલે સુધીમાં કડી પ્રાંત પૂરો થવા.

કડી પ્રાંતની જમીન સપાટ અને રેતાળ છે. તેમાં બાજરી, ડાંગર, જાર, ઘઉં અને કપાસ થાય છે. હવા સુકી અને સારી છે. એ પ્રાંતમાં ૮,૩૪,૭૪૪ માણસ વસે છે.

હવે ગુજરાતના મધ્ય ભાગમાં ચાલો. ખેડા જીલ્લાની દક્ષિણે પેટલાદ, તમે જોયું કે ?

છો૦—હા, સાહેબ,

મ૦—પેટલાદ, એ વડોદરા પ્રાંતનો એક મહાલ છે. પેટલાદ, એ રેલવે સ્ટેશન છે. પેટલાદમાં અર્જુનશા પીરનું પ્રસિદ્ધ ઠેકાણું છે, તથા રામનાથ મહાદેવનું મોટું દેવાલય છે. પેટલાદની ઉત્તરમાં વસો નામનું ગામ છે. ત્યાં તથા પેટલાદમાં વણાટનું કામ સારૂં થાય છે.

છો૦—સાહેબ, પેટલાદથી ખંભાત સુધી રેલવે થયેલી છે, તેથી ખંભાત બતાવશો ?

મ૦—હા, ચાલો, ત્યાં જઈએ; પણ એટલું યાદ રાખજો કે, ખંભાતનું સંસ્થાન અલગું છે. ત્યાંના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. તે જાતે મોગલ છે. ખંભાતના નામ વિષે એમ જણાવવામાં આવે છે કે, તેનું સંસ્કૃત નામ, સ્તંભ તિર્થ એટલે થાંભલાની મૂર્તિ, એવું હતું- સ્તંભ અને સ્કંભ એ બેઉ શબ્દનો અર્થ થાંભલો થાય છે. હાલનું ગુજરાતી ખંભાવત અથવા ખંભાત નામ, સ્કંભ તિર્થ ઉપરથી પડયું છે. પ્રાકૃત ભાષાના નિયમ પ્રમાણે, 'સ્ક' નો 'ખ' 'ઇ' નો 'ય', અને 'ર્થ' નો 'થ' થઇને, રહેતાં રહેતાં, ખંભાત કહેવાયું. બોલ, સારાભાઈ, ખંભાત વિષે તું શું જાણે છે ?

સા૦—સાહેબ, ખંભાતનું રેલવે સ્ટેશન છે. ખંભાત, એ બંદર છે. ખંભાતને કોટ છે. તેને કેટલાક દરવાજા છે. મુખ્ય મકાનોમાં નવાબ સાહેબનો મહેલ અને તેમની કચેરી છે. જુના વખતમાંનાં મકાનોમાં જુમામસીદ છે ખાજ ખેદનો રોજો છે. ત્યાં, વધારુ ભાગમાં, જે મુસલમાનો બહી જાય છે, તે બાધા મૂકવા આવે છે. જૈન કોમનું પારસનાથનું દેવાલય છે. શહેરની નજીક ઘણા જુના વખતના સુંદર કુવા છે.

મ૦—ખંભાત સંસ્થાનની ઉત્તર અને પશ્ચિમ તરફની જમીન સાધારણ રીતે કાળી છે. તેમાં ઘઉં અને કપાસ થાય છે. પૂર્વ તરફની જમીનમાં ધાન્ય પાકે છે. અસલના વખતમાં ખંભાત ખાતેથી કિંમતી પથ્થર, અનાજ, સુતરાઉ કપડાં, કામળા, શેતરંગીઓ, અને હાથી દાંતની ચીજો, વિગેરે પરદેશ ખાતે જતું. ખંભાતના ઉદ્યોગનો હવે નાશ થયો છે. હવે તો ફક્ત અકીકનાં ઘરેણાં અને સુતરાઉ કપડાં બને છે. અત્રેની સુતરફેણી ઘણી વખણાય છે. ખંભાત સંસ્થાનની હવા સારી છે. એ સંસ્થાનમાં ૭૫૨૨૫ માણસ વસે છે. આવતી કાલે આપણે પાછા ગાયકવાડ સરકારના મુલકમાં ફરીશું.

—:o:—

# દિવસ ૧૫ મો.

મહેતાજી—ગુજરાતની આપણી મુસાફરીનો આજે છેલ્લો દિવસ છે. હવે આપણે શું જોવાનું રહ્યું છે, તે કહો.

છોકરો—સાહેબ, ગાયકવાડ સરકારના વડોદરા પ્રાંતનો થોડોક ભાગ, તથા નવસારી પ્રાંત જોવાના રહ્યા છે

મ૦—પ્રથમ આપણે વડોદરા મહાલમાં જઇગે, એ મહાલમાં વડોદરા શહેર આવ્યું. એ શહેર વિશ્વામિત્રી નદીને કાંઠે છે. એ રેલવે સ્ટેશન છે. એ ગાયકવાડી રાજ્યનું મુખ્ય શહેર છે. શહેરમાં સુધરાઇ ખાતું છે. કોઠીમાં તથા ન્યાય મંદિરનાં ભવ્ય મકાનોમાં મુખ્ય અધિકારીઓની કચેરીઓ છે એ શિવાય શહેરમાં લક્ષ્મિ વિલાસ રાજમહેલ, નજરબાગનો બંગલો, માંડવી, અને તેની પાસેની સરકારવાડાની જુની હવેલીઓ, કોલેજ, ડફ્રિન હોસ્પિટલ, સ્વામિનારાયણનું મંદિર, મોતીબાગનો બંગલો, ચીમનબાઇ ટાવર, શ્રી શિક્ષણ પદ્ધતિ પાઠશાળા, રાજમહેલનો બાગ, અને સાર્વજનિક બાગ વિગેરે જોવા લાયક છે. સાર્વજનિક બાગને કામાટી બાગ કહે છે. તેમાં સુંદર સંગ્રહસ્થાન છે, નામદાર મહારાજાએ વડોદરા શહેરમાં કલાભવન નામની શાળા કાઢી છે, તેમાં હુન્નરને લગતી કેળવણી અપાય છે. શહેરથી દૂર સયાજી સરોવર છે. ત્યાંથી વડોદરા શહેર સુધી નળ નાંખ્યા છે. તે વડે લોકને મીઠું પાણી પુરૂં પાડવામાં આવે છે. શહેરમાં સુતરાઉ કાપડ અને પાઘડીઓ થાય છે. વડોદરા કાંપમાં લશ્કર રહે છે. વડોદરા શહેરથી ત્રણ ગાઉને છેટે મકરપુરા નામનું ગામ છે. ત્યાં ગાયકવાડ મહારાજનો રાજમહેલ છે. વડોદરાની દક્ષિણે કયો મહાલ આવ્યો ?

છો૦—સાહેબ, પાદરા મહાલ આવ્યો.

મ૦—પાદરામાં ખાદી સારી થાય છે. આ મહાલમાં ડબકા નામનું ગામ છે, ત્યાં મોટું શિકારખાનું છે. વ-

ડોદરાથી ચાણોદ સુધી રેલ્વે છે. તે ઉપર ડભોઇનું સ્ટેશન તમે જોયું કે ?

છો૦—હા, સાહેબ.

મ૦—ડભોઇ, એ વડોદરા પ્રાંતમાં એક મહાલ છે. ડભોઇ કસ્બાની આસપાસ કોટ છે. એ કોટને ચાર દરવાજા છે. પૂર્વ તરફના દરવાજા ઉપર કાળકા માતાનું સ્થાનક છે. એ કસ્બામાં નકશી કામ, પાઘડીઓ, દેશી વણાટનું કામ અને ખરાદી કામ સારાં થાય છે. ડભોઇની પૂર્વમાં કયો મહાલ આવ્યો ?

છો૦—સાહેબ, સંખેડા મહાલ.

મ૦—રેવાકાંઠા એજન્સિમાં ફરતી વખતે, આ મહાલ આપણે જોઇ ગયા છીએ આપણે સંખેડા મેવાસ આગળ આવ્યા, ત્યારે મેં તમને કહેલું કે, એમાંનો કેટલોક ભાગ ગાયકવાડ સરકારને તાબે છે. એ વાત તમને સાંભરે છે કે ?

છો૦—હા. સાહેબ.

મ૦—વડોદરા પ્રાંતની જમીન ઘણે ભાગે સપાટ છે. કામ કાજ ઠેકાણે કોતરો અને ટેકરા છે. વરસાદ જોઇતો પડે છે. મુખ્ય પાક બાજરી, ડાંગર, તમાકુ, જુવાર, કપાસ અને કોદરા છે. એ પ્રાંતમાં ૬,૪૪,૦૭૧ માણસની વસ્તી છે. બોલો, દક્ષિણમાં કયો પ્રાંત આવ્યો ?

છો૦—સાહેબ, નવસારી પ્રાંત આવ્યો.

મ૦—એ પ્રાંતના ઇશાન ખૂણામાં સોનગઢ અને વ્યારા મહાલ છે. વ્યારા મહાલના ખાંભાલીઆ ગામ પાસે ઉનાઇ માતા છે. ત્યાં આગળ ઊના પાણીના કુંડ છે. કેમ, ચતુરભાઇ, તને આ વાત યાદ આવે છે કે ?

છો૦—હા, સાહેબ. સુરત જીલ્લામાં ફરતી વખતે આપણે એ કુંડ જોઈ ગયા.

મ૦—દક્ષિણમાં નવસારી મહાલ છે; નવસારી, એ રેલ્વે સ્ટેશન તથા બંદર છે. એ કસ્બામાં મુખ્ય વસ્તી પારસીઓની છે. ત્યાં ઇંગ્રેજ સરકાર તરફનું કસ્ટમ્સ હાઉ-

ઉસ છે. એ મહાલના ઉંભરાટ ગામે ઉનાળામાં હવા ખાવા માટે ગાયકવાડ સરકારના બંગલા અને બાગ છે. નવસારીની દક્ષિણે ગણદેવી મહાલ આવ્યો. ગણદેવી, એ વેંગણી નદી ઉપર છે. એ ગામનો ગોળ વખણાય છે. એ મહાલમાં બીલીમોરાનું રેલવે સ્ટેશન છે. એ બંદર પણ છે. ત્યાં ઇંગ્રેજ સરકાર તરફથી કસ્ટમ્સ હાઉસ છે. નવસારી પ્રાંત પૂરો થયો. હવે ગુજરાતમાં જોવાનું શું રહ્યું ?

છો૦—સાહેબ, હવે કાંઇ રહેલું જણાતું નથી. આપણે બધે ફરી વળ્યા.

મ૦—નવસારી પ્રાંતની જમીન તથા પાક વિષે સાંભળો. એ પ્રાંતની જમીન ઘણેભાગે કાળી અને રસાળ છે. પશ્ચિમ અને ઉત્તર તરફનો કેટલોક ભાગ સપાટ છે. પૂર્વ અને અગ્નિ ખૂણા તરફનો ભાગ ડુંગર અને જંગલવાળો છે. નવસારી અને ગણદેવી તાલુકામાં શેરડી ઘણી પાકે છે. સોનગઢ અને વ્યારા મહાલમાં જંગલ-રાણ છે. એ ભાગમાં મહુડાંનો પાક સારો થાય છે. ત્યાંનાં હવા પાણી તનદુરસ્ત ગણાતાં નથી.

ગુજરાતમાંનાં દેશી રાજ્યોમાં ગાયકવાડ સરકારનું રાજ્ય, સૌથી મોટું છે. ગુજરાત, એ મુંબાઇ સરકારના તાબામાં છે જ્યારે ગાયકવાડ સરકારનું રાજ્ય હિંદુસ્થાનની સરકારના તાબામાં છે. એ રાજ્ય ઉપર ઇંગ્રેજ સરકારતરફથી નજર રાખવા જે મોટો અધિકારી, વડોદરા કાંપમાં રહે છે, તે એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ કહેવાય છે. ગાયકવાડ સરકારે પોતાના રાજ્યનો વહિવટ ચલાવવાને ઇંગ્રેજ સરકારની માફક જૂદાં જૂદાં ખાતાં સ્થાપેલાં છે. એ ખાતાંના ઉપરીઓનાં ઘણાંખરાં નામ દેશી ભાષામાં આપેલાં છે. દરેક પ્રાંતનો વહિવટ એકેક સુબાના હાથ નીચે મૂકેલો છે. ન્યાયની અદાલતોના વડી અદાલત વરીષ્ટ કોર્ટ છે. એ કોર્ટ વડોદરા શહેરમાં છે ગુજરાત પ્રાંતની તમારે જાણવા લાયક હકીકત એ પ્રમાણે છે.

